॥ श्रीमते रामानुजाय नमः ॥

ઈતીહાસીક નોવેલ.

# હોથલ-પદ્મણી.

અસલના કચ્છીલેખક કવિઓના ઉપરથી
ઘણોજ સુધારો વધારો કરનાર

લેખક,
એમ. જી. શુકલ.

સર્વ હક રાખી છપાવનાર.
શ્રી લક્ષ્મિનારાયણ પુસ્તકાલયના માલીક.
ભગવાનદાસ દેવશીભાઈ ઠક્કર.

સં. ૧૯૬૨. સને ૧૯૦૬.

અમદાવાદ—જૈન પ્રિન્ટીંગ પ્રેસ
અને
ભાવનગર-ધી "વિદ્યા વિજય" પ્રિન્ટીંગ પ્રેસમાં
શાહ પુરૂષોત્તમ ગીગાભાઈએ છાપી.



કીમત ૦-૪-૦

॥ श्री मते रामानुजाय नमः ॥

ઈતીહાસીક નોવેલ.

# હોથલ-પદ્‌મણી.

અસલના કવીયોના કચ્છીલેખક ઉપરથી

ઘણોજ સુધારો વધારો કરનાર


લેખક:

શુકલ. મયાશંકર જીભાઈ આંબા નીવાસી



છપાવી પ્રસિદ્ધ કરનાર.

શ્રી લક્ષ્મિનારાયણ પુસ્તકાલયના માલીક.

ભગવાનદાસ દેવશીભાઈ ઠક્કર.

સં. ૧૯૬૨. સને ૧૯૦૫.

અમદાવાદ—જૈન પ્રિન્ટીંગ પ્રેસ.

અને

ભાવનગર-ધી "વિદ્યા વિજય" પ્રિન્ટીંગ પ્રેસમાં

શાહ પુરૂષોત્તમ ગીગાભાઈએ છાપી.




કીંમત ૧-૪-૦

# પ્રસ્તાવના.

સુજ્ઞ વાંચક બંધુઓ આજકાલ મીથ્યા નામ ધરાવનાર કવિયોનો ઘણાજ વધારો થઇ ગયો છે. જેથી જે વીશય શાગો લેવાનો તેને બદલે પોતાની મહુતા વધારવા ખાતર તેને ઉલટું પોતાનું કવિપણું દર્શાવે છે.

આ વાર્તાની નાયક જે હોથલ પદ્દમણી તે કોણ હતી તે કોઈ પણ ચોક્સ જણાવી શકતું નથી. વળી કોઈ કવિ એમ કહે છે કે તે પદ્દમણી નદીમાંથી હાથ એક રાજાને આવેલ ને તેણે ઉછેરી મોટી કરી પણ તે નક્કી કહી શકાતું નથી રાજાનું નામ આગળ વાર્તામાં આવશે હોથલ ઘણીજ સ્વરૂપવાન હોવાથી તે પદ્દમણી કહેવાતી.

વળી એક કવિ એમ કહે છે કે તે ઇંદ્રની અપ્સરા હતી તેને ઇંદ્રનો શ્રાપ થવાથી તે પૃથ્વી ઉપર રઝળતી તે રાજાને હાથ આવી. તો આનું ચોકસ નીર્માણ કોઇ કરી શકતું નથી.

ઉઢાને હોથલ-એ વાર્તા એક કવિયે કચ્છી ભાષામાં છપાવેલ છે પણ આપણા સ્વદેશી બંધુઓને તે નાપસંદજ આવે તેનું મુખ્ય કારણ એટલુંજ કે તે ભાષા આપણા સમજવામાં થોડી આવે તેટલાજ કારણથી આ વાર્તા આપણી ભાષામાં દુહા વીગેરે નવા બનાવી તૈયાર કરેલ છે.

હું પણ કવિ નથી પણ સુજ્ઞ જનોના આશ્રય

તળે રહી તેની મદદ લઈ આ વાર્તા બનાવેલછે. વળી બુકસેલર ભગવાનદાસ દેવશીભાઇએ પોતાના તન, મન, ધનથી મારા પ્રત્યે પુર્ણ મીત્ર ભાવ દર્શાવી, જે મદદ આપેલી છે તેના માટે હું તેનો સદાનો આભારી છું.

આ પુસ્તકમાં ભુલ હશે તે વાંચકવૃંદો સુધારી ને વાંચશે ને સારજ ગૃહણ કરશે એવી આશા છે.

શાંન્તી. શાંન્તી. શાંન્તી. શાંન્તી.

શુકલ મયાશંકર જીભાઇ. આંબા નીવાસી.
(કાઠીયાવાડ.)



# હોથલ-પદમણી.



અતી સુંદીર અને રસાલ એવો જે કચ્છ દેશની અંદર કેરાકોટ કરીને એકશહેર હતું એ શહેરની રચના અને બાંધણી એવાં તો સરસ હતાં કે ઘણાં માણસો આ શહેર જોવાને આવતાં. શહેરને ચાર દરવાજા હતા. ને દરેક દરવાજે સાંજ સવાર ચોઘડીયાં વાગતાં. શહેરની બાંધણી એવી હતી કે તમામ મકાનો એકજ લાઇનથી બનાવેલ હતાં. શહેર વચ્ચે એક સુંદીર ચોક હતો ને તે ચોકથી ચાર બજારો સીધી ચાલતી હતી. ચોકની સામે રાજાનો મહેલ હતો. દરવાજા બહાર એક સુંદીર સરોવર હતું. સરોવર આરસથી રંગ બેરંગી બાંધેલ હતું ને તમામ ફરતાં સુગંધીદાર પુષ્પોનાં ઝાડ જુમી રહ્યાં હતાં. આંહી સાંજને વખતે હજારો શોખીલા સજનો હવા ખાવા ને મનને આનંદમાં ડોલાવવા માટે આવતા. સરોવરની સામે ઘણોજ રમણીય બગીચો હતો જેની અંદર તમામ જાતનાં વૃક્ષોનો સંગ્રહ હતો ને બગીચામાં એક તરફ જનાવરો. જેવાં કે સીંહ, વાઘ, વરૂ, વાંદરાં ને બીજાં તમામ જાતનાં જનાવરો માણસોને જોવા માટેજ પાંજરામાં પુરી રાખ્યાં હતાં વળી બીજી તરફ મોર, મેનાં, કોયલ,

પોપટ, સારસ, હંસ, અને એવાં મધુર સુરવાળાં કેટલાંક પક્ષીયોનું પાંજરૂં હતું.

પ્રાત: અને સાયંકાળે જ્યારે આ પક્ષી પોતાના મધુર સુરથી બોલતાં હોય ત્યારે ત્યાંથી જનાર માણુસોનાં મન આકર્શાયા વીના રહે નહી. ગમે તેવા ઉતાવળા પ્રસંગે જનાર મનુષ્ય પણ પોતાનું કાર્ય વીસરી ત્યાંજ સ્થંભી રહે.

આવા રમણીય શહેરમાં હાથીજી કરીને રાજા રાજ્ય કરતો હતો. આ રાજા દયાળુ પરોપકારી સુરવીર ને પરાક્રમી હતો. તેનો નાનો ભાઇ ઓઢો નામ કરીને હતો ઓઢો રૂપમાં કામદેવ જેવો હતો. ને લડવામાં ઘણોજ સુરવીરને વીજય વધારનાર હતો. બંન્ને ભાઇને સંપ બહુ સારો હતો. ને બંન્ને મળી રાજ ચલાવતા હતા.

એક દીવસે ગ્રીષ્મ રૂતુના મધ્યાન સમયે એક બહાદુર નર પોતાના અશ્વ ઉપર બેસી શહેરમાં ચાલ્યો આવતો હતો આ વખતે સખ્ત તાપથી તમામ પક્ષીયો પોતાના માળામાં ભરાઇ ગયાં હતા મનુષ્યો આરામને માટે પોતાના ગ્રહો આગળ પાણી છાંટી થંડી લહેરો લેતાં હતાં તમામ દુકાનદારો તાપથી અકળાઇ જઇ પોતાની દુકાનોમાં નીદ્રાદેવીને આધીન થઈ ગયેલા હતા. આ વખતે આવી વીશાળ બજાર અજાણ્યા માણુસોને તો વેરાન જેવીજ લાગે.

આ વખતે આ બહાદુર નર પોતાના ઘોડાને

ધોસભર દોડાવતો ચાલ્યો આવે છે સખ્ત તાપથી પોતાનું શરીર પરસેવાથી ભીંજાઇ ગયું છે માથા ઉપરના બાલ પણ છુટા થઇ ગયા પોતાનો ઘોડો તે પણ પરસેવાંથી નાહી રહેાે છે જેથી પોતે છેક અકળાઈ જવાથીજ ઘોડાને પુરવેગ લીધે આવે છે.

જ્યારે પોતે મધ્ય ચોકમાં થઇ નીકળ્યો ત્યારે એક સ્ત્રી જે અત્યારે અગાશીમાં હુવા લેવાને માટે જ બેઠી છે તેણે આ સુર વીર નરને જોયો કે પોતાનું દીલ ખેચાયું એટલે પોતે ઉભી થઇ તે પુરૂષને ક્યાં જાય છે તે જોવા લાગી પણ તમામ મહેનત વ્યર્થ આ પુરૂષ પોતાના અશ્વને એક ગલીમાં થઇ ક્યાં લઇ ગયો તેથી આ છેક અજાણી હતી. એટલે તેણે દાસીને બોલાવી કહ્યું કે તું સત્વર જા ને આ પાસેની ગલીમાં ઘોડેસ્વાર કોણ ગયો તેનો તપાસ કરી આવ.

દાસી તુરત નીચે ઉતરીને તપાસ માટે પાછળ ચાલતી થતી.

મારા સુજ્ઞ બંધુઓ તમારા મનને જાજી વખત ગુંચવણમાં નહીં નાંખતાં અહીં મારે પ્રસીદ્ધ નામ આપવું જોઇએ તમો તો મનની અંદર કાંઇક જાણતા હશો તોપણ લેખકનો ધર્મ છે કે ખુલ્લું નામ બતાવવું જોઇએ તો બંધુઓ તેજ આપણી વાર્તાનો પ્રમુખ ઓઢો જામ હતો પોતે શીકાર કરવા ગયેલ ત્યાંથી પોતે આવતો હતો.

તમોને પ્રથમ જે હું વંચાવી ગયો કે ઓઢાને

સ્ત્રી અગાશીમાંથી મોહીત થઇ ગઇ જેથી તેણે દાસીને તપાસ માટે મોકલી તેજ ઓઢા જામની ભાભી ને હોથીજીની રાણી પોતેજ હતી.

દાસી તપાસ કરીને આવીને બાઇને કહ્યું કે બા એ તો ઓઢો જામ હતા. આ સાંભળી રાણી ગમ ખાઇ કાંઈ બોલી નહીં ને દાસીને રજા આપી.

ઓઢાની ઉમ્મર આ વખતે વીશ વર્ષની થઇ એટલે તેનાં ભાઇએ લગ્નની તૈયારી કરી ઓઢે શરીર ઉપર શોભતા પોશાકો ધારણ કર્યા તે વખતે ખરે જેમ કામદેવ પૃથ્વીમાં સેલ કરવા ઉતરેલ હોય તેવો આ વખતે સુરવીર નરે દેખાવ ધારણ કર્યો હતો. તમામ જાનની તૈયારી થઇ ચુકીછે તે વખતે રાણીયે વખત જોઇ ઓઢાની મેડીયે આવી કહ્યું કે,

સોરઠો.

ઉઠ કેશરીયા પહેરીયા, માથે બંધે મોડ;
દીયર ભોજાઇ જું પાણમેં ઓચું સરખી જોડ.

સોરઠો.

ભાભી વચનમ બોલ, આ વચન તને શોભેજ નહીં;
ઘટશે તારો તોલ, આ ઓઢો અવળું કરેજ નહીં.

આટલો ઉત્તર સાંભળતાંજ પોતાને એકદમ ક્રોધ ચડી ગયો ને મનમાં અગ્ની સમાવવા શબ્દો બોલતી પોતાના મહેલમાં ચાલી ગઇ.

ઓઢાની જાન મોટી ધામધુમથી નીકળી પણ રાણીનો ક્રોધ સમાય નહીં ચોથે દીવસે જાન પાછી

આવી ઓઢો પોતાના મોટા ભાઇને પગે લાગી પોતાની ભોજાઇને ઓરડે પગે લાગવા ગયો. આં વખતે રાણી પલંગ ઉપર સુતી હતી તે ઓઢાને જોઈને તુરત ઉભી થઇ કે ઓઢે પ્રણામ કર્યા ત્યારે રાણીએ કહ્યું.

### દોહરો.

ઓઢા ન ઉભ ઉમ્બરે, પુરી કર ઇચ્છાય;
બેસતું પલંગ ઉપરે, વહાલે ઢોળું વાય.

### દોહરો.

ઇ પલંગ હોથીનો, હોથી મારો ભાઇ.
તું તેની ઘરવાળી તો, મારી તું છો માઈ,

### છપ્પો.

કામી નર જે હોય, સુખ તે કદી ન પામે,
કામી નર જે હોય, ખાલી તે સદાય દામે.
કામી નર જે હોય, ચિંતામાં સદાય બળતો;
કામી નર જે હોય, રોગથી દીન દીન ગળતો,
કામી નરનો જગતમાં સુજન તો ન સંગ કરે;
કામી નર તો એકલો–શ્વાન સુદાક્ષ ફરે.

માટે હે મારી માત તુલ્ય ભાભી આવાં વચનો તમારા મુખમાં શોભતાં નથી. માટે મને રજા આપો તો હું મહારે મહેલે જાઊં. ત્યારે રાણીએ કહ્યું કે ઓઢા જો તું તારૂં શ્રેય ઈચ્છતો હો તો વખતને અનુસરા મારી વાત કબુલ કર નહીં તો, છુરી કસાના પંજામાં સપડાવાને વાર નથી માટે

વાત માન્ય રાખ. ત્યારે ઓઢે ક્રોધાતુર થઇ કહ્યું કે, શું તમે મને ડર બતાવી વાત કબુલ કરાવશો. પણ તે કદી નહીં બને. મારૂં શ્રેય થવું તારા હાથમાં નથી સદા સત્યનો જય છે. વળી જેણે જેણે સત્ય તજી અસત્ય ગ્રહણ કર્યું તે કેવા સુખી થયા છે તે તપાસી જુઓ.

## છપ્પો.

રાવણ સરખા રાય, કામથી શું સુખ પામ્યા;
ખોઇ નીજ લંકાય, સ્વર્ગમાં જઇને જામ્યા.
દુર્યોધન નૃપ જેહ, કામથી રાજ ગુમાવ્યું;
ધારેલું જે કામ, હાથમાં તે નહીં આવ્યું;
કયા કીચકે કામથી, પ્રાણ અમુલ જે પરહર્યા;
પરસ્ત્રીના પ્યારથી, કહો કોણ જગમાં ઠ[illegible]ાં.

માટે હે ભાભી પૃથ્વી રસાતાળ જાય, સમુદ્ર મર્યાદા મુકે આકાશથી વારીને બદલે અગ્ની વરસે અને આ શરીરના એકથી હજારો કટકા થાય પણ ઓઢો એ કૃત્ય કરી સ્વર્ગનું સુખ પરહરી નર્કનો અધીકારી કદી થશે નહીં.

આટલાં વચનો સાંભળતાંજ રાણી લાલચોળ થઇ બોલી કે હે ઓઢા તું હાથે કરી શીદ હેરાન થવા માગે છે તું તારા મનને નકી સમજજે કે, તું જો મારી વાત નહીં માને તો કેરા કોટમાં તારૂં રહેવું પણ મુસ્કેલ છે. માટે હું તને આજીજી કરી કહું છું કે મારી વાત માન્ય રાખ.

ત્યારે ઓઢે કહ્યું કે હે ભાભી હું રાજ્યની કે

સુખની ઇચ્છા રાખતો નથી. ફકત સત્યનેજ ચાહુ છું વળી કેરા કોટથી મારે જવું પડશે તો ઇશ્વર મુને કયાંઇ શેર બાજરી આપી દેશે પણ,

## સોરઠો.

રાય બને છે રંક; રંકજ રાજા થાય છે,
લખ્યા વીધીયે અંક; ફરે નહીં તે યત્નથી.

૨

મન માલવે જાય; કદી પાતાળે પરવરે,
કરીયે ક્રોડ ઉપાય; આખરનાં આડા ફરે.

૩

ભાભી તારાં વેણ; મને સુળીસમ સહુ લાગતાં
ભલે બને દુખ દેણ; ઓઢો અવળું કરેજ નહીં

માટે હે મારી માતાતુલ્ય ભાભી તારાથી બને તે કરજે. પણ હું અનીતી ઉપર કદી ધસનાર નથી આટલું બોલી ઓઢો પોતાને મહેલે ગયો.

અહીં રાણી એકલી મહા વિચારમાં ઘેરાણી. ને શું કરવું તેનો વિચાર કરવા લાગી. એટલામાં હોથીજી મહેલમાં આવ્યા ને રાણીને વ્યાકુલ જોઇ બોલ્યા કે, હે રાણી! તમો આજે કાંઇ મોટા વિચારમાં ઘેરાણાં લાગો છો માટે જે હોય તે મને સાચે સાચું ન કહો તો તમને મારા શોગન છે.

રાણીએ આંખમાં આંસુ લાવી કહ્યું કે, પતિ વાત છોડવાથી ફાયદા નથી માટે જવા દો, ને ચાલો જમવા માટે પધારો. ત્યારે રાજાના મનને વધારે

શંકા થઇને વધારે સોગન આપીને પૂછવા લાગ્યા ત્યારે રાણીએ કહ્યું કે જ્યારે તમે આટલા સોગન આપો છો ત્યારે કહ્યા વિના છુટકો નથી તો હે પતિ, આજે ઓઢા પરણીને આવ્યા કે તરત મારે મહેલે પગે લાગવાને બાને આવ્યા અને છેક મારી નજીકમાં આવ્યા ત્યારે મેં તેમની આંખકામાંધ જોઇ ત્યારે હું તેનાથી દૂર જઇ ઉભી ત્યારે મને તેણે ઘણુંએ સમજાવ્યું પણ હું મારા પતિવ્રતા વિશે ને દુનિયામાં વિષયાંધ પુરૂષો વિશેની વાત કરવા લાગી ત્યારે તે એકદમ લાલચોળ થઇ ગયા ને છેવટ કહેતા ગયા કે તું વિચાર કરી જો જે નહીં તો ત્રણ દિવસની અંદર તારા પતિને સ્વર્ગમાં પહોંચાડી મારી પટરાણી બનાવીશ. પતિ મારે તો તમને આ વાત કહેવી નહોતી; પણ કદાચ તેના કહેવા પ્રમાણે થાય તો પછી મારી શી ગતી, પણ પતિ તેતો છોકરૂં છે. પણ તેને વધારે કહેશો નહીં.

આટલી વાત સાંભળતાંજ હોથીજી ધ્રુજવા લાગ્યા, રોમાંચ ઉભાં થઈ ગયાં. ચક્ષુ લાલચોળ થઇ ગયાં, ને એકદમ મોટા સાદથી કહ્યું કે, કોઈ છે હાજર.

તેટલામાં દરવાજાના રક્ષકમાંથી કાલુજી કરીને સિપાઇ હતો તે હાજર થયો ને શીર જુકાવી બોલ્યો કે, નામદાર કયા હુકમ હે, ગુલામ હાજર હે.

રાજાએ કહ્યું કે, તમે ઓઢા પાસે જાઓ ને કહો કે તું ચાર કલાકની અંદર શહેર છોડી ચાલ્યો જજે

નહીં તો રાજા પોતાનાજ હાથથી તારૂં શીર છેદન કરશે. જાઓ આટલું જઇને કહી સત્વર જવાબ લઇ પાછો આવો.

કાલુખાં સલામ કરી ગમગીની ચહેરે ઓઢાના મહેલ તરફ ચાલો.

આ વખતે ઓઢો જમવાની તૈયારીમાં છે, ત્યા એકદમ કાલુખાને આવતો જોયો ને ઉદાસ ચહેરો જોઇ ઓઢાએ પૂછ્યુ કે, કેમ કાલુખાં આજે ઉદાસ ચહેરે આવ્યાછો. કાલુખાંએ જવાબ દીધો કે, ખાવિંદ કુછ કહનેકી બાત નહીં. ઓઢાએ કહ્યું, કેમ શું કાંઇ નવીન છે.

નામદાર મેં બોલ નહીં સકતા કાળુખાંએ કહ્યું જે હોય તે ખુશીથી કહે ઓઢાએ ધીરજથી કહ્યું નામદાર તુમ્હારા બડાભાઇને કહાહે કે તુંમ ચાર કલાકકી અંદર યહે શાહેર છોડકે ચલાજાનાં નહીં તો મેરા હાથસેં શીર કાટુંગા.

ભલે ખુશીથી ભાઈનો હુકમ શીરો ચસ્મ કરૂં છું ભાઈએ ચાર કલાકનું કહ્યું પણ હું બે કલાકની અંદર શાહેરનો ત્યાગ કરીશ ને આ એક ચીઠી મારા ભાઇને આપજો.

સારઠો.

ભાઇ ભલાની રીત, આજ તમેતો સાંચવી;
ખરી બતાવી પ્રીત, ઓઢને આરોપીયો.

૨.

ભાભી માત સમાન, સાચાં દીલથી જાણીયાં;
કરવા મને હેરાન, દેશવટો અપાવીયો.

## ૩ દોહો.

હુકમ ઉઠાવી આપનો, છોડું હું નીજધામ
સદા સંભારી આપને, પામીશ હું આરામ.

૨.

સુખ દુઃખ જે થાય છે, કર્મ સહુ કરનાર;
કોટી ઉપાય કરે કદી, કર્મ નહીં ફરનાર.

## સોરઠો.

છેવટના છે પ્રણામ, પવિત્ર મારી ભુમીને;
આ ઘડી તો બદનામ, ઓઢો થઇ છોડે તુંને;

લે ભાઇ આ પત્ર મારા ભાઇને આપજે ને કહેજે અત્યારે સુર્યાસ્ત વેળા થવા આવી છે તેપણ ઓઢો આ શહેરનું પાણી નહીં પીએ ને ગામબહારના બગીચામાં આજે રાત રહી કાલે સવારના નીકળી જશે આટલો સંદેશો ભાઇને કહેજે પત્ર લઇ કાસુંખાં રવાના થયો.

ઓઢાએ પોતાના વીશ્વાસુ માણસ સાથે પોતાની સ્ત્રીને તેના પીયેર રવાના કરી સ્ત્રીયે પુછયું પણ તેને ખરી વાત નહીં કહેતાં બીજી વાતથી સમજાવી રવાના કરીને પોતે પોતાની સાથે લઇ જવાનો સામાન બાંધવા લાગ્યો આ વખતે સુર્યનારાયણ પોતાના તેજસ્વી કીરણોને બંધ કરી પોતાને સ્થાનકે પધાર્યા હતા તમામ દેવાલયોમાં નગારાં અને ઝાલરોનો જણકાર થઇ રહ્યો હતો. આખા શહેરમાં રાત્રીએ પોતાનો સ્યામ પડદો

ઝાડ જડીયો હતો પણ ઠાર ઠાર વ્યાસની બતીયો હોવાથી બજારમાં પ્રકાશ પડતો હતો તમામ મનુષ્યો દેવદર્શનને માટે આમ તેમ ફરતા હતાં. શહેરના શોખીન સજનો જે શહેર બહાર હવા ખાવાને ગયા હતા તે એકદમ વીકટોરીયામાં બેસી શહેરમાં ચાલ્યા આવતા હતા મંદીરોમાં મધુર સ્વરથી સુંદીર ગાયનો ગાઇ મનને આનંદ આપતા હતા સતી સ્ત્રીઓ પોતાના પતીની રાહ જોતી એક તરફ રસોઈ બનાવતી ને હર વખત બારીથી તપાસતી ઊભી છે તમામ પક્ષીઓ પોતપોતાના માળામાં પોતાનાં બચ્ચાંને સંભાળી આનંદ લે છે આ વખતે એક મુસાફર પક્ષી શહેરના દરવાજા બહાર નીકળી શહેરને પ્રણામ કરી આંખમાં હર વખત અશ્રુ પ્રવાહ જેને ચાલી શરીરનાં કપડાં છેક ભીંજાયલાં છે ને ઉપરા ઉપર નીશ્વાસ નાંખતો શહેર તરફ હરવખત જોતો બગીચા તરફનો રસ્તો લીધો નમળે પક્ષી કે નમળે મનુષ્ય ઘણોજ વીકટ રસ્તો તેમાં અંધારી રાત્રી ને વળી શોકમય શરીરથી ચાલવું તેને ઘણુંજ દુખદાયક લાગ્યું પણ લાચાર કે આ વખતે દુખ સહન કરવાનો વખત ઇશ્વરે તેને આપ્યો હતો જે પોતે ધીરજ ધરી બગીચામાં પહોંચ્યો ને એક આશોપાલવના ઝાડ નીચે સુતો.

## સોરઠો.

કરમ કાટ કુમાર, આજ સુતો જંગલને વીશે;
ઇશ્વર તુજ આધાર, ઓઢો વનમાં એકલો.

૨.

સેવક હતા હજાર, ખમાં ખમાં સૌ બોલતા;
ઇશ્વર તુજ આધાર, ઓઢા વનમાં એકલો.

આમ બોલતાં બોલતાં પોતાને નીંદ્રા દેવીએ ઘેરી લીધો મારા સુજ્ઞ વાંચક બંધુઓ આપ જાણતા હશો કે તે દુખી મુસાફર બીજો કોઇ નહોતો પણ તેજ સુરવીર ઓઢા હતો.

આહી રાણીયે ખબર કોાવનાં ઓઢા શહેર છાડી ચાલ્યો ગયો એવા સમાચાર સાંભળતાંજ પોતે વ્યાકુળ થઇ ગઈ અને વીચાર કરવા લાગી કે જો મેં આમ ન કર્યું હોતતો દેશપારન કરાવ્યા હોત તો દરરોજ તેને જોઇને પણ શાંન્તી પામત પણ હવે શું કરવું .તમામ બાજી બગડી ગઇ હવે એકે ઉપાય રહ્યો નહી આમ વીચારમાં પોતે ઘેરાઇ ગઇ છે ત્યાં હોથીજી આવ્યા તેને રાણીએ કહ્યું કે પતી એ ઢાજીને તમો દેશપાર કર્યા તે ઠીક નહીં માટે તેને મનામણું મોકલી પાછા તેડાવો. કારણ કે તેના ગયાથી શહેરના તમામ માણસોના દીલ પણ ઉદાસ થઈ ગયાં છે માટે હજુ તે બગીચામાં હશે માટે સત્વર આપણા પ્રધાનજીને મોકલો કે પાછાતેડી લાવે.

તુરત હોથીજીએ સીપાઇ મોકલી પ્રધાનને બોલાવ્યા પ્રધાન આવ્યાં કે હોથીજીએ કહ્યું કે તમો આપણા બહારના બગીચામાં જાઓ ને ઓઢાજીને સમજાવીને તેડીલાવો . પ્રધાનજીએ સલામ

કરી તુરત રસ્તો લીધો આ વખતે ફક્ત એક કલાક રાત્રી રહી છે સુર્યનારાયણ પોતાનો સોનેરી પડદો પૃથ્વી પર ફેંકવાની તૈયારીમાં છે. બગીચામાં મોર મેનાં પોપટ કોયલ સારસ હંસ. એવાં અનેક જાતનાં પક્ષીયો પોતાના મધુર સુરથી બોલી રહ્યાં છે શહેરમાં ઘણીક સ્ત્રીયો ઘંટીયોના નાદ કરી રહી છે કુકડાઓ કુકુ કુ કરી માણસોને નીદ્રાથી મુક્ત થવા સુચવે છે. વીદ્યાલયોમાંથી વીદ્યાર્થીઓ પોતાનું નીત્ય નીયમ કરવાની તૈયારીમાં છે મસીદોમાં મલ્લાં પોકારી રહ્યાં છે આવે વખતે ઓઢો નીંદ્રાથી મુ ત થઇ દંતધાવન કરી પાસેના નીર્મળ હોજમાં સ્નાન કરી પુજાપાઠથી પરવારી રસ્તો ગમન કરવાની તૈયારીમાં છે પોતાના અશ્વને લાવી સ્વાર થવા જાય છે ત્યાં પ્રધાનજીએ આવી સલામ કરી ત્યારે ઓઢાએ પુછયુ કે કેમ તમારે અત્યાર આવવું થયું તે કૃપા કરી કહો.

ત્યારે પ્રધાનજીએ મુસ્તક નમાવીને કહ્યું કે આપના વડીલ ભાઇ આપને પાછા બોલાવે છે તો કૃપા કરી શહેરમાં પધારો તમારા જવાથી પ્રજા શોકાતુર થઇ ગઇ છે.

ઓઢે કહ્યું કે હસ્તીના દંત બહાર નીકળ્યા તે કોઇ દીવસ પાછા અંદર બેસે નહીં માટે મારા વડીલ ભાઇને મારા પગેલાગણુ સાથ કહેજો કે આપ સુખેથી દીવસ નીર્ગમન કરો મારા નશીબમાં દુઃખ હશે તો સુખ કરવાને કોણુ સમર્થ છે. વળી મને

ઉછેરી આજદીવસ સુધી લાડ લડાવ્યાં તે ઉપકાર કદી ભુલું તેમ નથી વળી જો જીવતો હોઇશતો કોઇ દીવસ મળીશ નહીંતો મારા છેવટના પ્રણામ કહેશો મારી માતુતુલ્ય ભાભીને મારા પગેલાગણા કહેશો વળી હું કોઇને દોશીત ગણતો નથી ફકત કર્મનેજ દોશ છે.

## સોરઠો.

કર્મે લખ્યું કીરતાર, છઠીનાં ચુકેજ નહીં;
હુનર કરો હજાર, આખરનાં આડાં ફરે.

૨.

સુખદુખ એક સમાન, માની મન સંતોષીયું
છેવટના તો પ્રણામ, ભાઇને ભણજો સ્નેહથી.

મારે પ્રધાનજી તમો સુખેથી સીધાવો તમો ગમે તેટલા ઉપાય કરશો પણ આ ઓઢો કેર જેણે અત્યારે કેરાકોટનો ત્યાગ કર્યો તે પાછો પગ દેનાર નથી.

પ્રધાનજીએ ઘણી આજીજી કરી પણ વ્યર્થ ને પથ્થર ઉપર પાણી જેવું થયું આખરે નીરાશ થઇ તે શહેર તરફનો રસ્તો લીધો ને ઓઢે પોતાનો રસ્તો લીધો.

આંહી હોથીજી જે ઓઢાની રાહ જોઇ રહેલ છે તેણે પ્રધાનને એકલા આવતા જોઇ અધીરાઇથી પુછયું કે ઓઢો કયાં છે કેમ તમારી સાથે નથી.

પ્રધાને શીર જુકાવી કહ્યું કે નામદાર મેં

આજીજી કરવામાં કચાસ રાખી નહીં પણ મારૂં એકે વચન માન્ય નહીં રાખતાં તેઓ તમને છેવટના પ્રણામ કરી રવાના થઇ ગયા. આટલી વાત સાંભળતાં હોથીજીની આંખમાંથી અશ્રુ પ્રવાહ ચાલ્યો અને પોતે અશ્વ મંગાવીને પ્રધાનને સાથે લઈ બગીચામાં ગયો ત્યાં જઇ જુએછે તો ઓઢાનો મેળાપ થયો નહીં એટલે નીરાશ થઇ ઘર તરફનો રસ્તો લીધો ને ઘેર આવી રાણીને વાત કરી. બન્નેની આંખમાંથી આંસુ વહેવા લાગ્યા હોથીજી ઓઢાની બંધુ ભકિત યાદ કરી વધારે રડવા લાગ્યો.

હોથીજી પોતાના ખાનગી મહેલમાં જઇ ઓઢાને હરવખત યાદ કરી અતિશય રૂદન કરવા લાગ્યો. ને કહેવા લાગ્યો કે, અહો પ્રિય બંધુ! મારી ભકિત પ્રવિણ બંધુ; મારા સુખ દુઃખનો સાથી મારા હૃદયનો હીમકર જે મારી જમણી બાંહ્ય અને વિપતિમાં ધીરજ આપનાર, મારા ઉપરનાં આવતાં સંકટો ગ્રહણ કરનાર, મને સુખી દેખી સુખી થનાર અને દુઃખમાં દુઃખ ધરનાર, એવા મારા સુજ્ઞ અને શુરવીર બંધુને વિના તપાસે મેં દેશનિકાલ કર્યો. અહા! મારી મતિ તદ્દન તે વખતે નિર્બળ થઈ ગઇ સુવિચારોનો સૂર્ય અસ્ત થઇ ગયો. અહાહા અફસોસ અફસોસ, અરેરે બંધુ તું ચાલ્યો તો ગયો. પણ આ તારા દોશિત અભાગી લંપટ બંધુની છેલ્લી ભેટતો લેવી હતી.

અરે ધન્ય છે, બંધુ ભકતને કે મારો હુકમ થતાંજ તે હુકમનો તેં અનાદર નહીં કરતાં તુરત અમલ કર્યો. અરે આ વખતે જો આપણા પુન્ય પિતાશ્રી હયાત હોત તો કદી આમ બનત નહીં. વળી રાજાઓનો ધર્મ છે કે અનિતી આચરનારો જો પોતાનો પુત્ર, પોતાનો બંધુ, કે પોતાનો નિકટનો સંબંધી હોય તોપણ તેને પુરતો ઇન્સાફ આપી ઘટતી સજાને પહોંચાડવો. પણ મારો નિર્દોષ પવિત્ર બંધુ તેના ઉપર કાંઇપણ વિચાર કર્યા વિના મેં મતિમંદે દેશપાર જવાનો હુકમ કર્યો. અરે ધિક્કાર છે મને શત કોટી ધિક્કા છે.

માલીની.

પ્રિયબંધુ મારો મોકલ્યો શું વિદેશે.
આજ અધિક પ્યારો સુખ પામું ન લેશ;
અતિગમ દુર ભાઇ દુખ તનેજ દીધું;
અતિરત લપટાઇ સુખ મેં લુટી લીધું.
દુખી હવે તુજ ભાઇ શાંતિ કર આવી આંહીં;
તુજ વિણ દિલભાઇ સુખપામું ન ક્યાંહીં;
હર હર હરત્રાતા બંધુને ક્યાં નિહાળું;
ભામની ભય દાતા બંધુવિણ દેહી ગાળું.

અરેરે દુષ્ટ વીત્રાત્રી તુંને ધિકાર છે. કે તુંને આવા લેખ લખતાં જરીપણ ત્રાસ ઉત્પન્ન થયો જ નહીં અરે આ જગતના મનુષ્યોને મારૂં શ્યામ વદન શું બતાવીશ. વળી મનુષ્યો મને ધિકાર આપશે. કે શુદ્ધ ભકિતવાળા બંધુને ખોલપટે કા-

કામવશ થઇ દેશપાર કર્યો. અરેરે જગતકર્તા વિ-શ્વંભર હવે મારી સહાય કર. આ દુખી દાઢ દી-લધર અને મારા પ્રિય બંધુના કોમળ અને શુદ્ધ હૃદયમાં વાસ કર. કે તેને સારી મતિ ઉત્પન થાય ને પાછો આવી આ કલંકીત નિરદય બંધુને દ-ર્શન આપી આભારી કરે.

પંણ હવે વીચાર તમામ નીર્થક અરે પણ પ્રધા-નને કહ્યું હોત. કે હું કયા દેશ તરફ જાઉં છું તો-પણ હું તેની પછવાડે જાઉં પણ તેનાથી બિલકુ-લ હું અજાણ્યો જેથી તમામ બાજી હવે હાથથી ગઇ.

અરે ધિક્કાર છે ત્રીઆઓને કે શુરવિર સુજ્ઞ અને ડાહ્યા પુરૂષોને પોતાના પ્રેમ અને કામના પાસલામાં સજી જડી લીયે છે, કે તેને સારાં અ-ગર નરસાં કૃત્યોનું પણ ભાન રહેતું નથી, ને જે નહીં કરવાનાં કામો તે પણ કામી પુરૂષ કરે છે. પણ હવે પાછળના પસ્તાવો શું કામનો જે મનુષ્ય વિચારહીન થઈ સાહસ કૃત્ય કરે છે. તેને એકવાર નહીં પણ અસંખ્યવાર ફીટકાર છે.

અરે પણ દેવતાઓ કે બ્રહ્મા વીશ્નુ અને મહેસ કે જે પૃથ્વીને ઉત્પન અને લય કરનારા તેઓ પણ સ્રીવશ થઇ અને અત્રી રૂશીનાં પત્ની જે શુદ્ધ સતી અનુસુયા તેનું સત્ય છોડાવવા ગયા હતા તો જયારે સતીયે શ્રાપ આપી બાળક બનાવી દીધાં અને જયારે ઉમા, રમા અને સાવીત્રીએ. આવી

સતીને જ્યારે આજીજી કરી ત્યારે ત્રણે દેવો અસલ રૂપમાં આવી ઘણાંજ શર્મીંદા પસ્તાવો કેરવાંલાગ્યાં તો તે બંધુ કર્તા શોચેજ હતી. વળી ઉજેણી પતી ભર્તુહરી કે જે એક મહા વીદ્વાન રાજા હતો. પણ તે પીંગળાંના અઘતં મોહમાં લપટાઈ જે સુદ્ધ ભક્તીવાળો બંધુ વીક્રમાદીત્ય તેને દેશપાર કર્યો હતો. જ્યારે પાપીણીનું પાપ પ્રગટ થયું ત્યારે તે પણ પસ્તાવાના પંજાતળે દબાઇ-છેવટ રાજપાંટ ત્યાગી જોગી થઈ જંગલમાં જવું પડયું તો હવે મારો શું દોશ ગણું નશીબમાં વીધીએ જેની· મ્યું હશે તેજ થયું તેમાં દોશ કોને દેવો. પણ ઓઢા તારો શુદ્ધ હૃદય પ્રેમ મારાથી કદી વીસરાય તેમ નથી. મારા હૃદયના હીમકર તારા જવાથી મારા અંતરમાં અંધકારે પ્રવેશ કર્યો છે. હવે તું ફરી વખત આવી પ્રકાશ કરશે કે નહીં તે હું કેમ ધારી શકું મેં તારામાં શુદ્ધ ભક્તીનો અંશ દુર હોત તો તું કાંઇપણ પ્રપંચ કરી મને વીપતીના પહાડમાં અથડાવે તેમાં કાંઇ સંદેહ નહોતો અહો પણ શાહાબાશ મારા શુદ્ધ અંતઃકરણના બંધુ શાહાબાશ છે.

## સોરઠો.

મારી બંધુની બેલડ્ય હાય હવે ત્રુટી પડી.
મુખપર શોક વસેલ ઓઢા જાતાં આ સમે.

૨.

ભાયુના જે સ્નેહ ત્રોડાવ્યા ત્રુટેજ નહીં

પણ રાંડે દીધાં છેહ ભરમાવ્યો મને ભામની.

૩.

નારી વશ જગ હોય, નારી નર્કે નાંખશે,

દીલમાં દયાજ નોય, ખોળે લઇ માથું કાપશે.

અહાહા મારા સુજ્ઞ બંધુઓ જે ચીજ નર્કનો વાસ દેનાર જે અધમ રસ્તે ચલાવનાર જે નીતીથી દુર કરનાર સદા મોક્ષના સાધનને ચોરનાર જે જયનો લય કરનાર જે ચીત સમાન પોતાના વીર-હાઅગ્નીમાં બાળનાર મન ધન, અને તનનો ક્ષય કરનાર વીચારહીન એવી જે નારી તેનાજ ફંદમાં ફશાઇ કેવા વીર પુરૂશો કેવા રૂશીયો ને કેવા દેવ-તાઓ ફસાઇ ગયાછે. તે વીચાર કરો.

વિશ્વામીત્ર જેવા મહાન રૂશી કે જેની તપ-શ્ચર્યાથી દેવતાઓ પણ ડરી ગયા હતા તેપણ પોતાનું સત્ય મુકી હું શું કરૂં છું તેનો પણ વીચાર ન કરતાં મેનકા નામની અપ્સરાના રૂપમાં લપ-ટાઇ ગયા. ને પોતાનું સત્ય તજ્યુ વળી રાવણ કયાકીચક વીગેરે પણ સ્ત્રી લંપટ થઇ મર્ણને શર્ણ થયાને કીર્તીને એબ લગાડી.

વળી ચંદ્રે કામવશ થઇ રૂષી પત્ની સાથે ફસાણો તો અંતે રૂશીના શ્રાપનો અધીકારી થયો. એવા અનેકથી હજારો દાખલા મળી આવે છે તે જાણતાં છતાં વીશયાંધ થઇ કેવા કૃત્યો કરે છે. જ્યારે વીશયમાં ફસાણો ત્યારે તેના હાથથી શું શું કૃત્યો નથી બનતાં. કામીપુરૂષ માતા, પીતા, ભગીની કે

ગુન્હેગાર તેને મારતા કે તેનું અહીત કરતાં ઇશ્વરને. જરા પણ ડર રાખતો નથી. વળી જે પોતાને વીશ રૂપ એવું જે ભક્ષણ તેનો પણ તે ગ્રહણ કરે છે. તે ગમે તેવું ભય ઉપજાવનાર સ્થાનકમાં પણ તે વસશે ને વળી ગમે તેવાં સ્વાદીષ્ટ ભોજનો પણ તેને વીશસમાન લાગેછે. ને તેનું મન સ્થીર સ્થીતીમાં હોયજ નહીં.

બંધુઓ વીશરૂપી વૃક્ષમાંથી અમૃત જેવાં ફળ લેવાની ઈચ્છાએ લુબ્ધ બની જાર કર્મ કરનારને જ્યારે તે ફલ પોતાના હાથમાં આવશે ને નજરથી જોશે ત્યારેજ માલુમ પડશે કે આ ખરેખર વીશ રૂપજ છે.

સુજ્ઞ જનો મારૂં અલ્પજ્ઞાન અને છેક અજ્ઞાન જેથી લાંબુ ભાશણ આપી તમોને અકળાવી મારી મશ્કરી કરાવવા ધારતો નથી. તો કલમ બંધ કરૂં છું અને ચાલતા વીશયને જે મે અટકાવેલ છે તેજ વીશય આપની સમક્ષ હાજર કરૂં છું તો મહેરબાનો આપ જરા ભુલી ગયેલી વાતને યાદ કરો કે જેથી ચાલતા રસને વીઘ્ન થાય નહીં અને રસમાં રસ ચાલતો રહે કે જેથી પ્રફુલીત મનથી વંચાય વ્યગ્રચીત થયેલ હોથીજી મનને હજારો ધીક્કાર આપવા લાગ્યો સ્ત્રીને પણ ફીટકાર દીધા ને પોતાના શરીરનું ભાન પણ ભુલી ગયો આખરે પોતાની હૃદયની કઠોરતાની હદ ભરાઇ રહી. જેથી પોતે એકદમ મોટેથી રૂદન કરવા લાગ્યો.

આ વખતે તેના શરીરને ભાન એમ ન રહ્યું કે હું રૂદન કરૂં છું, કે શું તથા હું કયાં છું, કયા વીસરામ પ્રવર્તુ છું તે તદન ભુલી શકતીહીણ થઈ જઇ પલંગ ઉપર પડી ગયો ને તેના અશ્રુપ્રવાહથી પોતાના કપડાં તથા શરીર પણ ભીંજાઇ ગયું નેત્ર લાલચોળ થઈ ગયાં છાતી થડકવા લાગી ને બેભાન સ્થીતીમાં નીદ્રા દેવીના વીક્રાળ પંજામાં સપડાંઈ ગયો.

ઓઠા ત્યાંથી રવાના થયો ને હરવખત પોતાના શહેર તરફ દ્રષ્ટી ફેરવતો ચાલ્યો અહા આ વખતે શું તેને ઓછું દુખ પ્રાપ્ત થયું હશે. જે રાજકુમાર જેને હજારો રક્ષકો ખમાં ખમાં કહેતા તેજ અત્યારે જંગલમાં એકલો રસ્તો ગમન કરતો ચાલ્યો જાયછે પોતાના બંધુ તથા પ્રજાનો સ્નેહ યાદ આવવાથી છાતી ભરાઇ જવાથી એક ઝાડ નીચે ઉભો રહી શહેર તરફ જોઇ રડવા લાગ્યો. અરે શું એક શુરવીર રાજા જે હજારો માણસોની વચ્ચે એકલશુરો બની લડવાને હીંમત ધરાવે તે અત્યારે અશ્રુથી સ્નાન કરી રહ્યો પણ તે બધાનું કારણ વીયોગજ છે. આખરે હીંમત રાખી બોલ્યો કે કોણ ભાઇ કોણ માત કોણ પીતા ને કોણું સંબંધી તે તમામ જંજાળ છે. આ વખતે તો સગાં સહોદર જે ગણું તે જગકર્તા વીભુ તુંજ છે.

સોરઠો.

માત પીતાને ભ્રાત, સ્વારથના સૌ સોબતી;

એક ત્રીભુવનં તાત, સહાય સાહક તુંજ છે.

૨.

ઓઢાને શીર ઝાડ આ ઘડી દુખનાં ઉગીયાં;
જંગલને વળી પહાડ ભટકું વનમાં એકલો.

આમ વીચાર કરતો વીશળદે વાઘેલાના દેશ તરફ રવાનાં થયો. વિશળદે ઓઢાનો સગો મામો થાય જેથી તે તેના શહેરમા ગયો વિશળદે વાઘેલે ઓઢાને જોતાંજ તુરત ઉભો થઇ બાથમાં ઘાલી પોતાની પાસે બેસાર્યો ને પુછયું કે ભાઇ તું આમ વ્યગ્રચીત મનથી કેમછો? નથી કોઇ સાથે માણસ કે નથી રથ ઘોડા તો જે હકીકત હોય તે સાચેસાચી કહે ઓઢે કહ્યું કે મામા શ્રી આ વખતે મારૂં દુખ કહેવાને હૃદય ચાલતું નથી તોપણ કહુંછું.

સોરઠો.

જુઠાં દઇ આરોપ ભાઇએ દેશવટો દીયો;
અતી થઇ સો લોપ આવ્યો મામા તમ ભણી.

૨.

ભાભીના જે વેણ શુળી સમ સઉ લાગીયાં;
નહીં માન્યું મેં કેણ દેશવટો અપાવીયો.

આવા શબ્દો સાંભળતાંજ વીશળદેની આંખમાંથી આંસુ વહેવાં લાગ્યાં ને ઓઢાને છાતી સરસો ચાંપી કહ્યું કે ભાઈ આ રાજ તારૂંજ છે તું સુખેથી રહે ને જો કોઇ જાતનો શોક રાખ તો તને મારા સોગન છે. એવી ઘણીએક ધીરજ આપી બન્ને જણ મહેલમાં ગયા. ત્યાં ઓઢાને જોઇ

તમામ રાણીયો પણ ખુશી થઇ ધીરે ધીરે એમનો તમામ દુખ વીસરી ગયો ને પોતાના મામાની સાથે મોજમજામાં દીવસ નીર્ગમન કરવા લાગ્યો.

મારા વાંચનાર સુજ્ઞ બંધુઓ તમો તો હજુ વીશયમાં મગ્ના રહ્યા છો તો તમને પુરો રસ ઉત્પન નહીં થતો હોય તો આર્ય જનો આપણી વાર્તાની નાયક જે વાર્તાનુ રૂપ અને વાર્તા રસમાં ડુબાડનારી જે હોથલ પદમણી તેના રૂપ તેના તરફ જરા દ્રષ્ટી ફેરવો કે હાથમાં લીધેલ નોવેલ મુકવાનું મનથાઇ નહીં.

હોથલ પદમણીએ રજપુત સભાઓમાં સાંગળ ગામરાને ઘેર જન્મ લીધો હતો. હોથલ ઘણીજ સ્વરૂપવાન ડાહી હુશીયાર લડવામાં બહાદુર હતી. તે એક પરીનો અવતાર હતી. પણ શ્રાપને લીધે તેને મનુષ્ય યોનીમાં જન્મ લીધો હતો. સાંગળગામરાને ત્રણ દીકરા હોથલ નામે તેને આ એકજ દીકરી હતી. સાંગોલગામરો જ્યારે મર્ણ શયાએ સુતો ત્યારે તેનું ભવીશ્ય થતુ નહોતું ને બહુ પીડા પામવા લાગ્યો ત્યારે હોથલે પોતાના પીતાપાસે જઇને કહ્યું કે મારા પુજ્યપીતાશ્રી આપના મનમાં શું ઇચ્છા છે કે તમારો જીવજતો નથી. અને બહુ દુખ પામે છો માટે હોય તે કહો. રાજાએ ધીરેથી કહ્યુ કે બેય મારા મનની જે ઇચ્છા છે તે પુરી થાય તેમ નથી કારણકે ત્રણે કુંવરોમાંતો બીલકુલ સતા નથી ને તારાથી બને

તેમ નથી જેથી હું બહુ મુંજાઉંછું.

હોથલે કહ્યું. પીતાશ્રી ભાઇઓથી કામ નહી અને તે હું કરીશ માટે સુખેથી કહો.

રાજાએ કહ્યું કે બેટા, બાંભણીયા. બાદશાહનું આપણા માથે વેર છે તો તે નકી આપણું રાજ લઇ લેશે તો પછી તમારી શી ગતી. તમારી સંભાળ લેનાર કોણ, તો બેટા, એજ વિચારથી મારો જીવ જતો નથી.

હોથલે હાથમાં પાણી લઇ કહ્યું કે પીતાશ્રી હું તમને પાણી આપું છું કે એક માસની અંદર બાંભણીઆ બાદશાહને હું હરાવીશ એ તમો સત્ય માનજો. ને તમારા જીવને સદગતી કરજો. આટલાં વચનો સાંભળતાંજ રાજા આ ફાની દુનિયાનો ત્યાગ કરી પરમકૃપાળુ પરમેશ્વરની હજુરમાં ગયો.

આ વખતે હોથલની ઉમર પંદરથી સોળ વરસ લગભગની હતી. પોતાના શિરછત્રનું ભવિષ્ય થવાથી પોતે ઘણું કલ્પાંત કર્યું. ને પોતાના પિતાની સારી રીતે ક્રિયા કરી ને પોતાનું ધારેલું કામ પાર પાડવા તત્પર થઇ. હવે જ્યારે વિકાળ સિંહ પોતાના ભક્ષણ માટે પોતાનું સ્થાન છોડી બહાર નીકળશે ત્યારે શું તેને શિકાર નહીં મળે. મળશેજ, પણ આ કેસરીસિંહ નિરપરાધી શિઆળીઆઓને તો બોલાવશેજ નહીં પણ તે તો મદોન્મત હાથીનોજ શિકાર કરશે, તો આ બાં-

બાણીઆં બાદશાહ અત્યારે જે મદોન્મત્ત બની કોઇની પણ ગણત્રી ધારતો નથી તેને આ સિંહ હવે થોડા વખતમાં પોતાના પંજામાં લેશેજ.

વીશળદેવ વાઘેલા ઉપર બાંભણીયો બાદશાહ હર વખત ચડી આવતો ને કહેતો કે, તું તારૂં રાજ મને સુપ્રત કર નહીં તો હું જોર જુલમથી તુંને બેહાલ કરી રાજ લેઇશ. આ વાત વીશળદે વાઘેલે પોતાના ભાણેજ ઓઢાને કહી ત્યારે ઓઢાએ પોતાના મામાને ઘણી આજીજી કરી કહ્યું કે, મને રજા આપો તો મારા મનના ઉમેદ પુરી પડે, માટે મને કૃપા કરી રજા આપો તો હું સદા તમારો આભારી થઇશ.

વીશળદે વાઘેલે કહ્યું કે ભાઈ, તું આ વાત છોડી દે કારણ કે, તું મારો ભાણેજ ને વળી થાપણ જેથી મારૂં નામ કલંકિત થાય જેથી એ વાત કદી નહીં બને.

ઓઢાએ કહ્યું કે મામા, જ્યાં ઓઢો હોય ત્યાં જો કદી દુશ્મન આવી ફાવી જાય તો દુનિયામાં મારૂં આયુષ્ય નિરર્થક છે એમજ સમજું છું માટે મને કૃપા કરી રજા આપો.

ઓઢાનો અત્યાગ્રહ જોઇ ઘણુંજ દીલ નારાજ થતાં રજા આપવી પડી, કે તુરત ઓઢાને ખુશાલીનો પાર રહ્યો નહીં. ને પોતાના માણસોને વરધી આપી તયાર કરવા લાગ્યો. રાજ્યગુરૂને બોલાવી, સારૂં મહુર્ત જોવરાવી રવાના થયો. ને

ઠેકાણે ઠેકાણે મુકામ કરતો કરતો માણસોને સુખ દેતો રસ્તો ગમન કરવા લાગ્યો.

આણી તરફ હોથલે પોતાના ભાઇઓને કહ્યું કે મેં પિતાશ્રીને પાણી આપેલ છે. જેથી હું બાંભણીઆ બાદશાહ સાથે લડવા જાઉં છું ત્યારે તેના ભાઇઓએ કહ્યું કે, અમે પણ તમારી સાથે આવીયે ત્યારે હોથલે કહ્યું કે જો તમારામાં શુરવીરતાનાં અંકુરો હોય તો આજદીન સુધી તમો તેને સુખે રહેવા કેમ દેત. તો તમારા જેવા કાયરોનું મારી સાથે કામ નથી કારણ કે એક કાયર હજાર શુરવીરોનું શૌર્ય ખેંચી લીયે છે માટે હું કોઇને સાથે લઇ જવા ઇચ્છતી નથી. મારા મોઢાથી મારાજ વખાણ કરવાં તે મારૂં ભૂષણ નહીં પણ બંધુઓ સિંહનું બચ્ચું જંગલમાં નીશંકપણે ફરે છે ને તેને કદાચ હજારો શિયાળવાં સામાં મળશે, તો તે કિશોર વયનું બચ્ચું જરાપણ દીલની અંદર દહેસત ધરનાર નથી પણ શિયાળીયાઓને તેને દેખી તુરત પોતાનો બચવાનો રસ્તોજ શોધશે. વળી બંધુઓ હું કોઇનો ડર રાખતી નથી કારણ કે મારા નશીબમાં જે વીધીએ નિરમ્યું હશે તે મિથ્યા કરવાને કોણ શક્તિ ધરાવે છે. માટે મારા વહાલા અને કુલદિપક બંધુઓ તમો આહીંજ રહો ને જો હું કીર્તિ મેળવીશ ને જીવતી હોઇશ તો તમોને મળીશ. ને જો રણસંગ્રામમાં મર્ણને શર્ણ થઇશ તોપણ મને સંતોષ છે,

કારણ કે રણસંગ્રામમાં સામે પગે શુરવીરતાથી લડવાવાળાંને સદા સ્વર્ગનું સુખ મળે છે. માટે હમે હું તમારી રજા લઉં છું. કારણ કે મનમાં જે કામ નકી ધારેલ તેને વિલંબ લગાડવાથી કાંઇપણ વિઘ્ન થાયજ માટે હવે હું જાઉં છું. એમ પોતાના બંધુ તથા પ્રજાની રજા લઈ પોતે પુરૂષનો વેશ પહેરી, કેટમાં કટાર કેડે લટકતી તલવાર ખંજાની અંદર ભાથાં તીર વગેરે લઇ પોતાના દેવાસી ઘોડા ઉપર સ્વાર થઇ તમામને છેવટના પ્રણામ કરી રવાના થઇ.

ઓઢાએ પોતાની સ્વારી કુચ કરી ને ચાલ્યો જાય છે ત્યાં રસ્તામાં હોથલ પુરૂષના લીબાસમાં તેને મળી ત્યારે ઓઢાએ તેના મુખ સામું જોઇ તેના સ્વરૂપથી મોહિત થઇ ગયો અને મનમાં વિચારવા લાગ્યો કે આ કોઇ કામદેવ જેવો પુરૂશ રાજકુંવર હશે પણ આવી કીશોર વયમાં એકલો નીકળવાનું કારણ શું. એવી પોતાના મનને તર્કવીતર્ક કરતો તેની પાસે ગયો અને ધીરેથી પુછયું કે આપ કોણ છો. ને કયાં જાઓછો ને આપનું નામ શું તે કૃપા કરી કહેશો. ત્યારે હોથલે કહ્યું કે પ્રથમ આપની તમામ વાતથી વાકેફ કરોકે હું જાણીતો થઇ પછી મારી વાત કરીશ ત્યારે ઓઢે કહ્યું કે હું કેરાકોટનો કુંટાયો છું મારૂં નામ ઓઢોજેર છે મારી ભાભીએ મારા માથે ખોટું આરોપ નાખી મને દેશપાર કરાવ્યો છે તો હું મારા મામા

વીશળદે વાઘેલાને ત્યાં રહ્યો છું. મારા મામાં ઉપર બાંભણીયા બાદશાહનું વેર છે તો તેને મદદ ચડેલો ઉતારવા હું જાઉં છું હવે આપનું તમામ વર્ણન કહેવા કૃપાવંત થાશો.

હોથલે ઓઢાનું નામ સાંભળતાંજ દીલ શાંન્તીને વશ થઇ ગયું કારણકે તેણે ઓઢાની પ્રખ્યાતી તથા બહાદુરી ઘણા દિવસથી સાંભળેલ જેથી પોતે પોતાનું વેશવાળ પણ થવા દીધેલ નહીં આ વખતે ભરમ ખુલો નહીં કરવા માટે કહ્યું કે, હું સાંગાણ ગામરાનો કુંવર છું ને હું પણ બાંભણીયા બાદશાહ સાથે લડવા જાઉં છું ઓઢે તેના પિતાનું નામ સાંભળતાંજ તેના મોઢા સામુ જોઇ રહ્યા ઘણીક શંકા ઉત્પન્ન થઇ પણ વખતને અનુસરી પોતે છાનો રહ્યા હોથલે કહ્યું કે તમો બાદશાહ સાથે લડવા જાઓછો પણ બાદશાહ શુરવીર છે જેથી તમો ફાવશો નહીં ત્યારે તમામ હસવા લાગ્યા ને પુછયું કે અમો જ્યારે નહીં પહોંચીએ ત્યારે આપ એકલા કેવી રીતે લડશો હોથલે કહ્યું કે મારૂ નામ એકલમલ છે જેથી હું બીજાની મદદ લેતો નથી ને જો તમારા સૈન્યમાં કોઇ શુરવીર હોય તો હું આ તીર સામેના ઝાડમાં નાંખું-છું તે ખેંચી લીયો. એમ કહી ભાથામાંથી તીર ચડાવી જોરથી સામેના ખાખરાના ઝાડમાં નાખ્યું. ને તમામને કહ્યું જાઓ ખેંચી લીયો.

સુરવીર રજપુતો તમામ એક પછી એક જોરથી ખેંચવા લાગ્યા. પણ તીર નીકળ્યું નહીં ને તમામ ખશીયાણા પડી ગયા.

એકલમલે તમામને પુછયું કે, કેમ હવે કોઇ હવે કોઇ તમે તીર ખેંચોછો કે નહીં ત્યારે તમામ નીચું જોઈ રહ્યા ને કોઇએ જવાબ આ પો નહીં પછી હાથલે પોતાના ઘોડાને ઝાડપાસે લઇ જઇ જમણા હાથે તીર ખેંચી લીધું આટલું જોર જોઇ ઓઢો તો દીંગ બની ગયો ને એકલમલને તેણે કહ્યું કે આપણે સાથે લડવા જઇએ ત્યારે એકલમલે કહ્યું કે હું કબુલ કરૂં છું પણ જે માલ મળે તેમાં મારો અરધો અરધ ભાગ લઉં ઓઢાએ ઘણી ખુશીથી કબુલ કર્યું ને સાથે ચાલ્યા.

શહેર બહાર ઉભા રહી વીચાર કરવા લાગ્યા છેવટે એકલમલે કહ્યું કે કાંતો તમો વાડાની અંદરથી અઢીસો સાંઢા છે તે કાઢો ને નહીંતો ભરવાડો ઉપર ઊભા રહો કે જેથી કોઇ ઉભા થઇ શકે નહીં ત્યારે તમામે કહ્યું કે અમો સાંઢા કાઢશુ ને તમો ચોકી કરો એકલમલે તે કબુલ કર્યું ને તમામ વાડાપાસે ગયા ત્યાં કાંટાળા ઝાડનો ઝાંપો બંધ કરી તમામ ભરવાડો સુઇ ગયા હતા તમામ ભેળા થઇ ઝાંપો ઉઘાડવા લાગ્યા પણ ઊઘડયો નહીં આ તમાસો એકલમલ ઉભો ઉભો જોતો હતો તે હસી પડયો ને બોલ્યો કે તમે શું બાદશાહથી વેર લેશો એમ કહી પોતે ઝાંપાનું એક લીંરખું લઇને જોરથી ખેંચી ઝાંપાને દુર નાંખી દીધો હતો.

ને તમામ અંદર ગયા એકલમલે તરવાર ખુલી કરી ભરવાડો ઉપર ઊભા રહ્યા ને બીજા માણસો

સાંઢો ભેળ કરવા લાગ્યા પણ સાંઢો આડા અવળી ભાગવા લાગી પણા મહેનત કરી પણ સાંઢો ભેગી થઇ નહીં. છેવટ તમામ કાયર થઇ એકલમલ પાસે આવ્યા ને કહ્યું કે અમારાથી સાંઢો ભેળી થતી નથી એટલે એકલમલે એક સાંઢ ઉપર સ્વાર થઈ ઉંચું લુગુડું ચાડીકાની પેઠે ફર્યું કે તુરત તમામ સાંઢો પછવાડે ચાલી નીકળી. તમામ વાહાર ગયા ને એકલ્લમલે કહ્યું કે હશે આપણે ભાગ પાડો ત્યારે ઓઢાએ ઘણી ખુશીથી હા પાડી ભાગ પાડવાની તઈયારીમાં છે ત્યા એકદમ બાદશાહનું લશ્કર આવી પહોંચ્યું ત્યારે એકમલ્લે કહ્યું કે ઓઢા કરે બાદશાહનું લશ્કર આવી પહોંચ્યું માટે ગમે તો તમો બધી સાંઢો સાચવો ને ગમે તો લઢવા જાઓ ત્યારે તમામ માણસે કહ્યું કે, અમો સાંઢો સાચવીશું. ત્યારે એકદમ લડવા તૈયાર થયો ને બાદશાહના લશ્કર સામે ગયો ઓઢાએ સાથે જવા કહ્યું પણ એકલમલે તેને ના પાડીને પોતે એકલો ગયો ને ફકત ત્રણ કલાકની અંદર બાદશાહના દળને પાયમાલ કરી દીધું ને પાછો પોતાને ઠેકાણે આવ્યો ઓઢાએ તેનું પરાક્રમ જોઇ ઘણી શાબાસી આપીને સાંઢોનો ભાગ પાડવા માંડયા પણ એકે સાંઢ એક તરફ રહે નહી ત્યારે એકલમલે તમામ સાંઢો ભેળી કરી પોતાના ઘોડાને એકદમ જોસભર દોડાવી સાંઢો વચ્ચે થઇ કાઢયો જેથી બન્ને ભાગ સરખા થઈ ગયા. એકલમલ્લે કહ્યું કે ઓઢા તમે ભાગ લીયો ને

પછીથી અમારો ભાગ લઈશ કારણ આ બધી મહેનત તમારી છે તોપણ એકમલ્લે કહ્યું કે એમ બને નહી પ્રથમ તમે લીઓ ઘણી આનાકાનીએ ઓઢે ભાગ લીધો. એકલમલ્લે પોતાનો ભાગ લઇ ઓઢાને કહ્યું કે આ મારી સાંઢો હું તમને સ્નેહના અંગે ભેટ આપું છું ઓઢાએ ઘણી ના કહી પણ છેવટે અત્યાગ્રહ જોઇ લેવી પડી ત્યાંથી એકલમલે કહ્યું કે હવે મારો રસ્તો અહીંથી જુદો ચાલે છે માટે હે ઓઢાકેર કોઇ વખત મળી આભારી કરશો હું તમારી પ્રીતિમાં સજડ બંધાઇ ગયો છું ઓઢે કહ્યું કે એકમલ કોઇ દિવસ મને સંભારશો કે નહીં ત્યારે એકલમલે કહ્યું કે—



સોરઠો.

હું ન વીસરૂં નામ રૂદે માંહી તું જડયો,
હવે છેવટના પ્રણામ મળજો આવી કોઇદી.

૨.

મારૂં મન તુજપાસ તારા મનમાં શું હશે,
ઓઢા થાન ઉદાસ, પ્રભુ પાછા મીલાવશે.

૩.

એકલ મલતુજ નામ દીન રેન જપશું અમે
નહીં ગોઠે ધનધામ એકલમલ દીદારવીન.

૪.

સજડ જડીયો સ્નેહ ત્રોડી ચાલ્યા જાઓછો

કરશો બીજાથી નેહ નામ અમારૂં ભુલશો.

૫.

નામ કેમ ભુલાય નામે ઘટમાં ઘર કર્યા
મરતાં ના વીસરાય ઓઢા તમારા સ્નેહને'

આમ એક બીજાને કહેતાં આંખોમાંથી અશ્રુ પ્રવાહ ચાલવા લાગ્યો એક બીજાને બોલવાની શકતી તદન નીર્બળ થઇ ગઈ ને એક એકના મોઢા સામુ જોઇ રહ્યા ઓઢો જ્યારે એકલમલ સામું તાકીને જોવા લાગ્યો ત્યારે એકલમલ શરમાઈ નીચું જોઈ રહ્યો. ત્યારે ઓઢાને મનને પુરેપુરી શંકા થઇ કે આ સાંગલગામરાનો દીકરો નહીં પણ જે મેં સાંભળેલ તેજ આ હોથલ પણ કહેવાનો વખત ન હોતતો જેથી લાચાર થઈ એકલમલને રજા આપી ને પોતે પણ રવાના થયો.

હવે ઓઢો હરવખત એકલમ ગયેલ રસ્તો જોતો જોતો ચાલ્યો જાય છે. કારણ કે કહ્યું છે કે.

સોરઠો.

જેનું મન જે સાથ લલચાઈ લાગી રહ્યું;
ગમે ન બીજી વાત રહેલી ન તદરૂપ થઇ.

તેવીજ રીતે આ ઓઢાનું મન એકલમલના રૂપના પાસલામાં સજજડ જડાઇ ગયું હતું. તે કેમે કરી મુકત થાય તેમ ન હતું છેવટે ચાલતાં ચાલતાં પગ પણ અટકવા લાગ્યાં ચાલવાની શકતી પણ નાબુદ થઇ ગઈ શરીરમાં એકદમ પસીનો છુટયો ને પોતે અકળાઇ ગયો છેવટે

પોતાના સેનાપતિને પાસે બોલાવી કહ્યું કે મારે જરાં રસ્તામાં કામ છે તો તમો સંભાળીને જજો જો જીવતા હોઇશું તો ફરીને મળીશું નહિતો છેલ્લો પ્રણામ છે ને મારા મામાને પણ કહેજો.

સોરઠો.

જતે સડીવાર અતે ઓઢો વિસારીયો;
જાજા ભણજો જુવાર વિશળદે વાઘેલાને.

માટે હે સેનાપતિ મારા મામાને જાજાથી મારા પ્રણામ કહેજો, હું અહિંથી દેશાટન કરવા જનાર છું વળી એટલું પણ કહેજો કે હું કાંઈ દુખથી જતો નથી તેમજ તમે જે મારા ઉપર પ્રીતિ વાપરી છે તેનો ઉપકાર હું જીવતાં સુધી ભુલું તેમ નથી. હું પૂર્ણ સંતોષ પામ્યો છું અને મેં તમારૂં કાંઇ પણ કામ કરેલ નથી વળી હું પાછો મળવા માટે આવી જઇશ. દેશાટન કરવાથી ચાતુર્ય વધે છે. ઘણાક સારા માણસોની પીછાણ પણ દેશાટણ કરવાથી થાય છે, માટેજ હું જાઉંછું. સેનાપતિએ ઘણું કહ્યું પણ માન્યું નહીં ને છેવટના પ્રણામ કરી રવાના થયો.

મારા સુજ્ઞ બંધુઓ આપતો જાણતા હશો કે, જે એકલમલ તે કોણ હતો તો પણ મારે જણાવવું જોઇએ તો તેજ આપણી વાર્તાની નાયક હોથલ પદમણીજ હતી. હોથલ ઓઢાથી જુદી પડી કે તુરત પોતાનો અશ્વ પુરવેગ ચલાવી મૂકયો. ઓઢાને જેટલો સ્નેહ હોથલ પ્રત્યે હતો. તેટલોજ

હોથલને પણ હતો. તેપણુ ઓઢા તરફ હર૦ વખતે જોતી ચાલી જાય છે ને ચાલતાં એક જંગલમાં પડી, આ જંગલ ઘણુંજ રળીયામણું હતું જંગ. વચ્ચે એક સુંદર તલાવ હતું. આ તલાવની શોભા જોતાં માણસોના મન આકર્ષાઇ જતાં ને થાકેલાં વટેમાર્ગુ મનુષ્યો ત્યાં બે ઘડી આરામ લેવા બેસ. તાં. તળાવની ચારે બાજુ આરસથી બાંધેલ ફોર હતી ને તે છેક-પાંચથી છ ફુટ ઉંચી હતી, તમામ ઠેકાણે તળાવને ચડવા માટે આરસની બનાવેલ સીડીયો હતી. તલાવની અંદર ચારેબાજુએ ડોલરં ગુલાબ, ચંપો, ચંબેલી, જાય, જુઇ, કેતકી વીગેરેનાં સુગંધી પુષ્પદાર વૃક્ષો જુલી રહ્યાં હતાં. તળાવની અંદર નિર્મળ પાણી ભરેલું હતું. આવી શોભા જોતાંજ હોથલનું મન બે ઘડી ત્યાં આરામ લેવાને લલચાણું એટલે તુરત પોતે ઘોડેથી ઉતરી ઘોડાને પાળ નીચે બાંધી પોતે ઉપર જઇ બેઠી. પોતાના શરીરને ગરમી ઘણીજ લાગવાથી પોતાને નાવાનું મન થયુ જેથી પોતે તમામ કપડાં ઉતારી તલાવમાં પડી કારણ કે, સ્ત્રીઓને જ્યારે બહોળું પાણી મળે ત્યારે તે ભહુજ ખુશી થાય ને નગ્ન થઇ નાવા પડે તેવીજ રીતે હોથલપણ તમામ કપડાં ઉતારી પોતે તલાવમાં પડીને પાણીમાં આનંદથી લહેરો લેવા લાગી પોતાના છુટા ચમેલ કેશ પાણી ઉપર પથરાઇ ગયાં છે. તો દુરથી જોનારને તો એમજ અસર થાય કે કોઇ નાગપદમણી જળક્રીડા કરવા માટે બહાર આવેલ હશે, પણ શું

નાગકન્યા શું આ હોથલના સ્વરૂપથી વધી જાય તેમ છે નહીં કદી નહીં હોથલના તેજના આગળ સૂર્ય પણ સ્તંભી જાય તો મનુષ્યનો તેની બરોબરી કોણ કરી શકે. પોતે આનંદથી પાણીમાં જળક્રીડા કરે છે.

અહીંથી ઓઢો જુદો પડયો કે તુરત ઘોડાને મારી મૂકયો ને જે રસ્તે હોથલ ગઇ હતી તેજ રસ્તો ત્વરાથી ગમન કરવા લાગ્યો થોડાજ વખતમાં તેજ જંગલ કે જ્યાં તળાવમાં હોથલ નહાતી હતી ત્યાં આવી પહોંચ્યો ને ઘોડાના તાજા પગ જોઈ મનને શાંતિ થઇ કે તે બહુ દુર ગએલ નથી એટલે પોતે જંગલની વચ્ચે ગયો ત્યાં તલાવ કાંઠે હોથલના ઘોડાને દીઠો એટલે પોતાનો અશ્વ તલાવ ભણી ચાલાવ્યો ને કાંઠે આવી ઘોડાને નીચે બાંધી પોતે જયાં હોથલના કપડાં પડયાં હતાં ત્યાં આવી બેસી ગયો. હોથલે પાછું વાળી જોયું ત્યાં ઓઢાને જોઇ પોતે શરમાઇ ગઇ ને કહ્યું કે.

## સોરઠો.

ઓઢા અવળી આ રીત શરમ જરી નહીં આણતા,
નોય પરાણે પ્રીત માટે જાઓ તમ મારગે.

૨.

મારગ ભુલયો આજ શુદ્ધબુદ્ધ તો નવ રહી,
તેમાં કયાંથી લાજ ભાન ભુલયો હું દેહીની.

૩.

દેસું તમને ગાળ આધા જાઓ અહીં થકી,

આવી કરોને આળ પ્રીતિ થાશે નહીં કદી.

૪.

ભલે દીયોને ગાળ ગાળ લાખેણી માનસું,
શીદ ચડાવો આળ અમે પંખી પરદેશના.

૫.

ભલે મળ્યા મમનાથ સુખ અધિક તો માણશું,
અહું હેતે હું હાથ સુખદુખના સાથી થસું.

હે ઓઢા કેર હવે હું તમારીજ થઇ ચુકીછું જ્યારથી મે તમારૂં નામ તમારી કીર્તીને તમારી સુરવીરતા સાંભળી છે ત્યારથી તમારા શીવાય અન્ય પુરૂશો ભ્રાત સમાન ગણ્યા છે જો આપ ન મળયા હોત તો હું તમારા દેશ તરફ આવવા વીચાર કરતી હતી વળી આપણે હાલ જુદા પડયાં ત્યારે પણ મે જે તમને મારૂં નામ ન આપ્યું તે ફક્ત તમારી પ્રીતી જોવા માટેજ મારે હે ઓઢાજી મારા ચીર આપો ને તમે વાંસો ફરી બેસો તો હું મારા કપડાં પહેરી તમારી પાસે આવું ત્યારે ઓઢે તેના લુગડાં પાસે મુકી પોતે વાંસો વાળી બેઠા એટલે હોથલ પોતાના કપડાં પહેરી બહાર નીકળીને ઓઢા પાસે આવી ઓઢે ઉભા થઇ તુરત સ્નેહથી મળ્યો ને કહ્યું કે હોથલ આંહી કોઇ મનુષ્ય તો છે નહીં તો આપણે પંચદેવની સમક્ષ પાણી ગ્રહણ કરીએ ત્યારે હોથલે કહ્યું કે મેં જે તમનેજ સ્વામી ધાર્યા છે તે હવે બીજાની થવાની નથી પણ મારે જે જે વ્રત છે તે તમે જો પાળવાનું વચન આપો તો પછી આપ જેમ કહો તેમ

કરવાને આ દાસી હાજર છે વળી પ્રથમ મનમાં વીચાર કરજો કે મારી સા  પાણી ગ્રહણ કરી તમારે દુખજ ભોગવવું પડશે માટે વીચારીને વચન આપજો વચને બંધાણા પછી પસ્તાવો થશે તે નકામો છે પાછળ મતી કાંઇ કામની નથી માટે જો તમારા દીલની પુરી ખુશી હોય તોજ વચને બંધાજો નહીં તો જેમ પ્રીતી ચાલે છે તેમજ નભાવો ને તમે તમારે રસ્તે સુખેથી સીધાવો ને હું મારે રસ્તે જાઊં તો જેમ મનની ખુશી હોય તેમ કરજો.

આવાં વચનો સાંભળી ઓઢે કહ્યું કે હે પદ્મણી હજુ તમારે મનને કાંઇ જુદાઇ જણાય છે. દુખમાં દીવસ તો શું પણ તમારા માટે આ મુસ્તક પણ ૪ તુચ્છવત લેખું છું વળી—

## સોરઠો.

સારસ પક્ષીની જોડ જુદું એકે નવ રહે.
જો પડે એકની ખોડ તો બીજું કેમ બચી શકે.

૨.

દુખનાં ઉગે ઝાડ આભ તુટી શીરપર પડે
તુંજ સામા મુજ પ્રાણ વીયોગે કેમ રહી શકે.

૩.

હોથલ તારા વેણ કેમ કરી ઉથાપીએ
તુજ શેણા હું પાશેણ તુજ માટે પ્રાણુજ આપીએ.

૪.

તુજ શમ બીજી જોડ જોતાં કદી નહીં જડે,

નહીં ખાપણ કે ઓઢ ઓઢાને આવી મળી.

૫.

તુજ મનની ઈચ્છાય આધીન થઈને ચાલશું,
કદી શરીર સસુળુ જાય ઓઢો અલગ થશેજ નહીં.

માટે જે વચન માગે તે આ વખતે આપવા તૈયારછું દુખ તો હું કાંઈપણ લેખતો નથી પણ પ્રીતીના અંગે માથું પણ જાય તો તે બહેતર છે વળી મીન જળવીના રહી શકે નહીં તેમ હું તારા વીયોગથી એક પલપણ જીવીશ નહીં મારૂં મન જ્યારથી તારો વીયોગથયો ત્યારથી જવાળામાં બળે છે તો હવે તારા આલીંગન રૂપી વારીથી શાન્ત કરવું તે તારાજ હાથમાંજ છે જેમ મયુર વર્ષારૂતુ ચાહે તેમજ હું તારા દરશન ચાહતો હતો તો ઇશ્વરે મને તારો મીલાપ કરી દીધો માટે હે પદમણી તમારે જે વચન માગવું હોય તે ખુશીથી માગી લ્યો મારૂં સાત પેઢીનું વચન છે માટે મન ગમતું વચન માગી લ્યો હું આપવાને તૈયારછું ત્યારે હોથલે કહ્યું કે ઓઢા કેર હું બીજું કોઇ ઇચ્છતી નથી રાજપાટ સુખ સંપતીનો હું લોભ રાખતી નથી જો કે મારેસુખ ભોગવવું હોયતો હું રાજપાટ શા માટે છાડી દઉં ફક્ત "તકદીર એજ સાચાં છે, જગકર્તા રંકને રાય બનાવે ને રાયનેરંક એક પલમાં બનાવી દેછે માટે તે વીશેનો કાંઈ પણ મને લોભ નથી. મારે ફકત માગવાનું એટલુંજછે કે, હું

તારા સુખ દુખની સાથી થાઉં હું તારી દાશી ને તું મારો શીરછત્ર પણ આ વાત જો કોઇ મનુષ્ય ને મોઢે જાય ત્યારે હું તારી નથી એમ સમજી લેવું તમારા ભાઇ તમારા મીત્ર તથા તમારા નીકટના સંબંધી હોય તો પણ તેને જાહેર થવું ન જોઇએ કે હોથલ મારા ઘરમાં છે ને જો જાહેર થશે તો પછી પુરો પસ્તાવો થશે ને પછીથી એકે ઉપાય કામ લાગશે નહીં માટે જો મન દ્રઢ રહે તેમ હોય તો કબુલ કરજો નહીંતો પાછળથી તમારી ફજેતી થશે ને દુનીયાને મોઢું બતાવી શકાશો નહી માટે ખુબ વીચાર કરજો હજી વીચાર કરવાનો વખત છે પછી પસ્તાવો કામનો નથી એમ એકથી હજાર વખત હોથલે કહ્યું પણ ઓઢાનું મન ડગે તેમ નહોતું વળી હોથલે કહ્યું કે હું માણસની વસ્તી એટલે કોઇ શહેર કે ગામડામાં રહીશ નહીને જંગલમાંજ રહીશ ત્યાં હજારો સંકટો સહન કરવાં પડશે. ને પાછળથી તમારો દેશ પણ યાદ આવશે તોપણ પછી કાંઈ કામ નહીં આવે આપણે કોઇ પહાડ કે પર્વતમાં રહેવું પડશે. ત્યાં નહીં મળે સુવાને પલંગ કે નહીં મળે બેસવાને ખાટ તદન પથ્થરમાં દીવસ નીરગમન કરવા પડશે તો જો દીલથી પુરી હામ હોય તોજ હા પાડજો.

ઓઢે કહ્યું કે તમે મને વધારે શામાટે તાવોછો હું ઓઢો કદી બદલનાર નથી.

સોરઠો.

ઓઢા વચન એક, મરે તોય મેલેજ નહી;

સાચી મનની ટેક, છોડાવી કેમ છુટશે.

૨.

આ શીર સમુળુ જાય, આ શરીરના કટકા કરે;
ઓઢો વચન બંધાય, જીવ જાતાં મુકેજ નહીં.

૩.

ચોખ્ખું તાવે હેમ, મેગ કદી નીકળેજ નહીં;
ઓઢાનું મન એમ, ત્રાંબુ તાવે થશેજ નહીં.

તેમજ હે હોથલ તું ગમે તેટલું કહીશ પણ આ ઓઢો બદલનાર નથી વળી એક ઠેકાણે કહ્યુંછે કે

દોહરો.

દળ ફરે વાદળ ફરે, ફરે નદીના પુર;
સજન બોલ્યા ન ફરે, કદી પશ્ચિમ ઉગે સુર.

માટે હું સજનતા છોડી દુર્જનતા કદી ગ્રહણ કરનાર નથી. ને જો મારા વચનનો ભ્રષ્ટ થાઉં તો પૃથ્વી રસાતાળ જાય ને સતીનો વખત મળેજ નહીં માટે તમો તો ડુંગરમાં રહેવાનું કહોછો પણ જો કદી જાડ ઉપર રહે વા તમારી ખુશી હોય તો ત્યાં પણ હું તમારી સાથેજ રહેવા ખુશીજ છું.

સોરઠો.

ભલે આવે શીર દુખ, કદી ઝાડ શીરપર ઉગશે.
વીનાં દરશન તુજ મુખ, ઓઢો જગ શું જીવશે.

૨.

મારે મન તું પ્રાણ, તારા મનમાં શું હશે.

જો થાય હજારો હાણુ, ઓઢો અળગો નહીં થશે.

૩.

તુજ મનમાં છે જેમ, એમજ મારા મન વીશે;
વાંકા બોલી વેણુ, બાળે છે શીદ મુજને.

૪.

જેની થઇ હું દાસ, બીજાની થાઇશ નહીં.
હતી જે મનની આશ, ઇશ્વરે પુરી કરી.

૫.

હવે કરે શીદ વાર, નારી નેહ કરો તમે;
ફેરા ફરોને ચાર, આભારી થઇસું અમે.

૬.

ઢગલા કીધા ચાર, વેળુના જંગલ વીશે;
ઓઢાને હોથલ નાર, ફેરા ફરીયાં પ્રીતથી.

બંન્ને જણે જંગલમાં વેળુના ચાર ઢગલા કરી સુર્ય અને પંચદેવને સાક્ષી રાખી પાણી ગ્રહણ કર્યું ત્યાર પછી ઓઢે કહ્યુંકે મહારા પ્રાણથી વહાલી પદમણી તેં મને આટલો ન તાવ્યો હોત ને ફકત એક વચનજ માગી લીધું હોત તો શું હું કબુલ ના કરત વહાલી વીચાર તો કર કે જો તારાઉપર મારી પ્રીતિ ન હોય તો હું રસ્તામાં મારૂં લશ્કર છોડી હું તારા પછવાડે શામાટે આવું વળી જયા-રથી તારૂં નામ સાંભળ્યું છે ત્યારથી રાત્રે સ્વપ્નાં પણ તારાંજ આવતાં પણ વગર કારણે ત્યાં આવ-વાનું બને નહી. મારા ભાઇએ મને દેશવટો દીધો તેનો હું મોટો ઉપકાર માનું છુ કે તારા જેવી

મનની માનેલ પદમણી સાથે સદાનો સાથી થયો તો સારૂ થજો મારી ભોજાઈનું કે મને દેશવટો અપાવીયો હોથલે કહ્યુ કે સ્વામી તે તમામ અન્યો અન્ય છે જેવી તમારા મનની ઇચ્છા તેવીજ મારા મનની હતી. પણ લાચાર કે જ્યારે તમો સુરવીર પુરૂશો નીકળી શકો નહી ત્યારે અમે તો અબળા અમોને નીકળતા હજારો વીચારને હજારો જોખમમાંજ નીકળવું તે કેમ બની શકે પણ જ્યારે ઈશ્વર સાનુંકુળ હોય ત્યારે તમામ સારૂજ થાય મેં મારા પીતાને મરતી વખતે પાણી દીધેલ કે બાંભણીયા બાદશાહનું વેર મારા હાથથી લઇશ ત્યારે મારા પીતાએ સ્વર્ગવાસ કર્યો કારણ કે તેને બાદશાહનું વેર લેવાની બહુજ ઇચ્છા હતી તો તે કામ મેં માથે લીધું તો ઈશ્વરે તમારો મીલાપ કરાવ્યો.

પતી હવે ચાલો અહીંથી રવાના થઇએ ને ક્યાંઇ સારૂ સ્થાનક શોધી ત્યાં રહીએ. વળી સ્થાનક એવું શોધવું કે જ્યાંથી કોઈ પણ જાતનો રસ્તો નીકળતો ન હોય પાણીનું કોઇ પણ સાધન નજીક હોય ને જ્યાંથી શહેર પણ નજીકજ હોય તેવું શોધવું કારણ કે શહેરમાં હર વખત ચીજો લેવા જવી પડે, તો તેપણ નજીક જોઇએ પાણી તો છેક આપણા રહેવાના સ્થાનક પાસેજ જોઇએ, કારણ કે નાવા ધોવા માટે પણ ઉપયોગમાં લેવાય માટે હવે ચાલો એમ કહી બન્ને જણ રવાના થયા ને ફરતાં ફરતાં એક અઠવાડીયું તો કાઢી નાંખ્યું ને

એક ડુંગર પાસે જઇ પહોંચ્યા આ ડુંગર ઘણોજ રળીયામણો હતો તેની અંદર એક મોટું ભોંયરૂં હતું ત્યાં જઈ તપાસ કર્યો તો હોથલને આ જગ્યા પ્રસન્ન પડી કારણ કે નજદીક એક સુંદીર પણ નાનું સરખું તળાવ હતું શહેર પણ ત્રણ માઇલને છેટે હતું જેથી તે જગ્યા ઘણીજ શાંન્તી આપે તેવી લાગી તેથી હોથલે અહીંજ રહેવા મરજી બતાવી કે તુરંત ઓઢો પણ ખુશી થયો ને બંન્ને જણ અંદર ગયાં ને, અંદરની તમામ જગ્યા સાફ કરી સુખેથી દીવસ નીર્ગમન કરવા લાગ્યા.

---

## સમાપ્ત.



# નોટીસ.

આ પુસ્તકાલયમાં ઘણી જાતના પુસ્તકો મળી શકશે. પણ હાલમાં નવીન ચારણ ભાટના મુખથી કેહાતી વાર્તાઓ એક અનુભવી લેખક પાસે તૈયાર કરાવી આપણી દેશી ભાષામાં છપાવી છે,

## છેલજરાર અને મોહનારાણી.

દોહા ચોપાઇ સાથે

કીમત છ આના.

## પ્રેમની પરી અને સ્નેહનું સંકટ.

આબેહુબ દેખાવ,

કીમત બે આના.



## ભક્તશિરોમણી ભજન સંગ્રહ.

બોહોળો ફેલાવો હોવાથી થોડી નકલ છે.

વહેલો તે પહેલો

કીમત આઠ આના.

## સતી લક્ષ્મી.

કીમત ચાર આના.

મળવાનું ઠેકાણું.—

**શ્રી લક્ષ્મીનારાયણ પુસ્તકાલય,**

ઠે. ખારગેટ,

**ભાવનગર.**

# વિભાગ ૨ જો.

## સ્થળ—ગિરીવાસ.

મારા વાંચક સુજ્ઞ બંધુઓ રાજાને મહેલ, રંકને ઝુંપડું કીડીને દર ને સિંહને પોતાની ગુફા એમ સૌ સૌને પોતપોતાના સ્થળ પ્રીય લાગે છે, શું મોટા રાજાઓ રંગ બેરંગી હવેલીઓમાં રહે છે ને ગરીબ અને કંગાલ એક છાપરી બનાવી તેમાં રહે છે તો શું તેના દિવસ નથી જતાં ? તમો એક સ્થાન છોડી બીજે સ્થળે જઇ વસશો ત્યારે તમારા મનને ફકત થોડા દિવસજ ચેન નહિ પડે પણ પછી તો તમારા મુળ સ્થળ જેવુંજ તેપણ લાગશેજ.

તેમજ આ વખતે ઓઢા તથા હોથલે સુખ દુખ સરખાં માની, આ ડુંગર પોતાનું અસલ વતનજ છે એમ માની સુખે દિવસ નિરગમન કરવા લાગ્યા ને એક બીજાની અગાધ પ્રીતીને લીધે સુખ ચેનમાં ને એશઆરામમાં દિવસો જતાં હતા વળી જંયારે ત્યારે ઓઢો આ કહેવત કહેતો જતો કે:—

### સોરઠો.

સુખ દુખ વાદળ છાંય, વિખરતાં શીવાર છે;
એમ દ્રઢ રાખી મનમાંય, હર્ષ શોક નહીં ધારવો.

૨

ધન દોલતને ધામ, આ જગતતણો જંજાળ છે.
સાચું પ્રભુનું નામ, આખર એ આધાર છે.

એમ પોતાનું મન કાયમ સ્થિર રાખી આ પર્વત પોતાના રાજ્યથી પણ અધિક માની સંતોષ માનતો. અહા શું પ્રિત એ કેવી ચીજ છે કે પ્રીતના માટે હજારો શુરવીરો પોતાના શીર અર્પણ કરી અક્ષય કીર્તિ મેળવે છે. તેમજ ઓઢાએ પ્રીતીના માટે તમામ રાજ્યપાટ તુચ્છ વત ગણ્યું. વળી,

સોરઠો.

પ્રીત કરવી છે સેલ, પળમાં પ્રીતી થાય છે.
નીભાવવી મુસ્કેલ વિરલા કોઇ નિભાવશે.

જેમ લોખંડ લોહચુંબકની સાથે સજડ જડાઈ જાય તેમ ઓઢા અને હોથલના મન જડાઈ ગયાં આવી રીતે આ સુખી જોડું આનંદથી દિવસ કાઢે છે. ને તેમ કરતાં અહીં તેને ત્રણ વરસ થઇ ગયાં ને હોથલને એક પુત્રનો પ્રસવ થયો. આ વખતે ઓઢાના હર્ષનો પાર રહ્યો નહીં ને હોથલને કહ્યું કે હે પ્રીયા જો આ વખતે આપણા રાજ્યમાં હોયએ તો હજારોના દરીદ્ર આત્યારે ચુર થઇ ગયાં હોત કેટલાક બંદીવાનો બંધમુક્ત થયાં હોય. ને તમામ સ્થળે આનંદ મંગલના ધ્વનિ થઇ રહ્યાં હોય, પણ આ વખતે આપણો સમય નથી જેથી લાચાર.

હોથુંલે કહ્યું કે, મારા પ્રાણાધાર હૃદયાહાર તમો જરાપ્રણ ગમગીની ધારશો નહીં કારણ કે સમય વરતી ચાલવું એ મનુષ્યનું કર્તવ્ય છે, વળી આપ સુજ્ઞ થઇ કેમ ભુલો છો. આપ વિચારો કે, ચોદ બ્રહ્માંડના પતિ જે રામચંદ્રજી તેને પણ બાર વરસ વનવાસના સંકષ્ટો સહન કરવાં પડયાં, ને સીતાજીને પણ ગુમાવ્યા, તો તેણે ધીરજ ધારી તો અંતે રાવણને મારી સિતાજીને પાછા લાવ્યા ને પોતાના રાજયનાં માલિક થયાં તેમજ જે હરિચંદ્ર તેણે પોતાની સ્ત્રી તથા પુત્રને વેચ્યાં ને પોતે પણ નીચને ત્યાં વેચાઇ અથાગ દુઃખ સહન કર્યાં તો અંતે શ્રેય પામ્યાં. વળી પાંડવોએ પોતાનું રાજય ગુમાવ્યું ને વનમાં અસહ્ય સંકષ્ટો દ્રોપદી સાથે સહન કર્યાં પણ જો ધીરજ રાખી તો અંતે સુખના ભોક્તા થયા માટે હે પતિ વિપતિ વખતે ધીરજ રાખવી ને સુખજ માની દિવસો આનંદથી લેવા.

વાહ સશીવદની મૃગનયની નીતંબનિ આ તારા માધુર્ય અને શાંતિમય વચનો મારા હૃદયને હિમકર જેવાં લાગે છે. પ્રીયે મારા મનને તો ફક્ત એટલીજ ઉત્સાસ રહી કે જો આપણે રાજયમાં હોઇએ તો તારી આ સ્થિતિ ન હોય. અત્યારે જેની તેનાતમાં હજારો દાસીઓ જોઇએ તેને બદલે કોઇજ નહીં જેથી મારૂં દિલ જરા કોચવાઇ છે.

પતિ છોડો વિચાર મને શું દુખ છે. હું તો

ફક્ત આપના દરશન કરૂં છું તેમાં તમામ સુખ માનું છું અન્ય સુખને ઇચ્છતી નથી. વળી કંગાળ પુરૂષોની સ્ત્રીયોને જંગલમાં પુત્ર યા પુત્રી પ્રસવ થાયછે. જેને ખાવાને પુરૂં અનાજ પણ મળે નહીં તો તેને ચાકરી કરનાર તો હોયજ ક્યાંથી? માટે ઇશ્વરનો એટલોજ આભાર માનો કે આપણને શું દુઃખ છે. નથી ખાવાનું દુખ કે નથી પીવાનું દુખ. માટે હવે પતિ જો મારા વિશે દીલ દુભવો તો તમને મારા સોગન છે. એમ કેટલીક વાતો કરી ઓઢાને શાન્ત કર્યો.

હવે આ કુંવરનું નામ જેહળ પાડ્યું ને કુંવર દિવશે દિવસે મોટો થતો જાયછે, ને લગભગ ત્રણ વરસનો થયો ત્યારે હોથલને બીજા પુત્રનો પ્રસવ થયો જેથી ઓઢાને ખુશાલીનો પાર રહ્યો નહીં. ને આ કુંવરનું નામ જખરો પાડ્યું. દીવસે જેમ સૂર્યની કાંતિ પ્રકાશમાં વૃદ્ધિ પામે છે તેમજ આ બંને કુંવરો રૂપમાં કામદેવ જેવા થયાં. ને જેહળ જ્યારે દશ વરસનો ને જખરો સાત વરસનો થયો ત્યારે બન્નેએ તેની માને કહ્યું કે, મા અમને જરા રજા આપતો અમે જરા આપણા ઘર બહાર ફરીએ છોકરાઓ તો જાણતા હતા કે આજ આપણું સ્થાન છે, તેની માએ કહ્યુ કે બેટાઓ તમો ક્યાંઇ દુર જશો નહિ ને અહીં નજીકજ રમજો છોકરાં ખુશી થતાં બહાર ગયાં. ને બન્ને રમવાં લાગ્યાં. ઘણી વાર થઇ તો પણ આવ્યા નહીં ત્યારે ઓઢો

તેની તપીસ કરવા માટે બહાર ગયો, આ વખતે બર્શા રૂતું હોવાથી મોરલો જોરથી ગળક નાંખીને બોલ્યો કે ઓઢાને પોતાનો દેશ યાદ આવ્યો ને આં- ખોમાં આસુ ભરાઈ આવ્યા ને પોતાની છાતી ભરાઇ ગઇ એટલે એક પથ્થર ઉપર બેશી રોવા લાગ્યો.

હોથલે ઘણી રાહ જોઇ પણ હજી ઓઢો તથા કુંવર આવ્યા નહિ તેથી પોતે બહાર નીકળી તો કુંવરોને દૂર રમુતમાં ગુલતાન થએલાં જોયાં ને ઓઢાને એક પથ્થર ઉપર બેઠાં બેઠાં રૂદન કરતો જોયો ઓઢાની આંખો લાલચોળ થઇ ગઇ છે હૃદય ભરાઇ ગયું. મુખ મુદ્રા મ્લીન થઇ ગઇ છે ને મોર સામું એકી નજરે જોઇ રહ્યો છે ત્યાં હોથલ એકદમ પાસે આવી ગળામાં હાથ નાંખી પૂછવા લાગી.

## સોરઠો.

સાચું કહો આધાર, કેમ આખુંમાં આંસુ જરે;
કહોને મને લગાર, રૂદન કરો કેમ રાજવી.

૨.

ઓઢા મુખ ઉદાસ, આંખુ આંસુડે ભરી;
જે હોય દિલની આશ, કહી સંભળાવો કંથજી.

૩.

મુજ તુજ મન છે એક; સજડ બાંધ્યા સ્નેહથી,
ભલે આવે દુખ અનેક, ઓઢા ઉદાસી થાઓ નહીં.

પ્યારો કચ્છજ દેશ; આજ મુને તો સાંભર્યો.
સુખ ન પામુ લેશ, પ્યારા મારા દેશવિણ.

તો હે મારા પ્રાણથી પણ અધિક વહાલી, હું તારાથી કાંઇ ગુપ્ત રાખતો નથી તો આજે હું બહાર નિકળ્યો તો આ મોરલે પોતાનાં મધુર સ્વરથી ગળક દીધી કે તુરત મને મારો કચ્છ દેશ યાદ આવ્યો તેથી મારી આંખમાંથી આંસુ ચાલ્યા વળી હે હોથલ હજારો ગાઉ જઇએ પણ રાયથી રંક સુધીને પોતાની જન્મ ભુમિતો યાદ આવેજ.

ત્યારે હોથલે કહ્યું કે પતિ જેમ તમે તમારો દેશ છોડયો તેમ મેં પણ મારી જન્મ ભુમી છોડી છે તો હે વહાલા જેટલો તમને વીયોગ તેટલોજ મુને છે. વળી હે પાપી મોર તને કોઇપણ સ્થાન મળ્યું નહીં તો તું આંહી આવીને શા માટે બોલ્યો?



## સોરઠો.

ફટ ગોઝારા મોર, તું શીદ અહીં બોલીયો;
કાપી કાળજની કોર, ઓઢાને ઉદાસી કર્યો.

૨

મારશું તનેજ મોર, દયા જરી નહીં લાવીએ;
તું મારા સુખનો ચોર, ઓઢાને ઉદાસીયો.

૩

બાળી છે તુજ જાત, રાણકદેવીએ શ્રાપથી,
બીજો દઈશ કજાત આઘો જાને અહીં થકી.

૪

જડયું ન બીજું સ્થાન, અમડુંગર આવી બોલીયો
કરવા અમને હેરાન, બોલ્યો આવી તું અહીં.

૫

જાને અહીંથી દુર, મુખ તારૂં બતાવમાં;
તુજ રતે થયો મગરૂર, ફાટયો ફરે શું મોરલા.

૬

તારી રત છે આજ, એવી અમારી આવશે;
શીદ કરાવે દાઝ, મોર અમારી રત વીનાં.

૭

દુઃખમાં દુઃખ દેનાર, પાપી કયાંથી આવીયો;
મોર તને ધિક્કાર, કેટલા દેઉં હું મુખથી.

૮

નહીં સગાં નહીં સાથ, વહાલાં વીદેશે રહયા;
કરતાં અમે દીલશાન્ત, ઉલટાં તેં ઉદાસી કર્યાં.

પતિ દીલગીર શામાટે થાઓછો તમારા મ-

નની જે ઇચ્છા હોય તે કહો, આ દાસી આપના મતને અનુસરીનેજ ચાલવાવાળી છે માટે ઉદાસ નહીં થાઓ.

ઓઢે કહ્યું કે—હોથલ, મને મારો દેશ હવે બહુ સાંભરે છે, ને મને દેશ છોડયાં ચૌદ વરસ થયાં જેથી હવે મને બહુ યાદ આવે છે; માટે મરજી હોયતો આપણે આપણા દેશ તરફ જઈએ.

હોથલે કહ્યું કે ભલે મારા શીરછત્ર, હું તેયાર છું પણ ત્યાં હું ગુપ્ત રહીશ કોઇને પણ જાહેર થઈશ નહીં. ને જો કદી તમે મને જાહેર કરશો તો તે દીવસે હું તમારી નથી, તમારા ભાઇ વીગેરેને કોઇને પણ આ વાત થવી ન જોઇએ. તો જો આ ટલું તમારાથી બની શકે તેમ હોય તો હું ખુશી થી આવું કારણ કે તમોને દુઃખ તો મને પણ પ્ર થમજ હું માનુંછું માટે મન દ્રઢ રહે તો બીજું કાંઇ દુઃખ છેજ નહીં.

ઓઢે કહ્યું કે હું વચને બંધાણો છું ને વળી પણ બંધાઉંછું કે આ વાત કોઇને જાહેર કરીશ નહીં, માટે જો આપણા દેશમાં ચાલો તો મારા મનને શાન્તી થાય.

હોથલે ઘણી ખુશીથી હા પાડી ને તે દીવસ ત્યાં રહી બીજે દીવસે રાતના ત્યાંથી રવાના.થયા રાત્રીએ રસ્તો કાપે ને દીવસે કોઈ જંગલમાં રહે. એમ ઘણાક દીવસે કેરાકોટ પહોંચ્યા. આ વખતે

સવારીના આઠ વાગવાનો સુમાર હતો. શહેરમાં ઝાલરોનાં ઝણકાર થઇ રહ્યા હતા. તમામ મનુષ્યો દેવદર્શન માટે ને કેટલાક ઘરના વ્યવહારમાં ગુંથાયા હતા, તે વખતે આ પ્રેમી જોડું બંન્ને પુત્ર સહીત ત્યાં આવી પહોંચ્યા. ઓઢે હોથલ તથા બંને કુંવરોને બહાર રાખી પોતે શહેરની ચર્ચા જોવા માટે ગયો ને ફરતો ફરતો પોતાના દસોંસી ભાટના ઘર આગળ ગયો.

ઓઢો જે વખતે આંહી કેરાકોટમાં હતો ત્યારે બારોટે આવીને કહ્યું કે—

સોરઠો.

દાની દીઠા બહુ, ઓઢા સમ એકેજ નહીં,
મોં માગ્યાં હું લઉં, ઓઢો આપે હાથથી.

ત્યારે ઓઢે કહ્યું કે દસોંસી ખુશીથી માગી લ્યો, ત્યારે બારોટે કહ્યું કે તમારા પાસે જે એ ઢલ નામની ભેંસ છે તે આપો. ત્યારે ઓઢે કહ્યું કે હજારો સોનામોર માગો ને બીજું જે જોઇએ તે માગો પણ આ ભેંસ મારા પ્રાણથી મને વહાલી છે તે મારી પાસે રહેવા દીયો, બારોટે કહ્યું કે જો આપવી હોય તો તેજ આપો નહીંતો તમારો કોલ અને મારો બોલ બંને રદ ગયાં; ઓઢે વિચાર કર્યો કે જો મહીષી ન આપું તો દુનીયામાં મારૂં નામ કલંકીત થાય. માટે ખુશી થઇ બારોટને ભેંસ છોડી આપી.

આ વખતે જયારે ઓઢો શહેરમાં તેજ બારો-ટના ઘર આગળ આવ્યો ત્યારે બારોટાણી ભેંસ દોવા જતી હતી. તેણે બારોટને કહ્યું કે તમો રાજયના દસોંસી ભાટ ખરા, પણ મેં તો એવો વખત ન જોયો કે ગળામાં કાંઠલી ને હાથમાં સોનાનો ચુડલો પહેરી ઓઢલને દોવા જતી હોઉં, એવું જયારે મેણું માર્યું ત્યારે બારોટે કહ્યું કે હે સ્ત્રી એ તારા કોડ પુરા થાત જો મારો અન્નદાતા ઓઢો રાજયમાં હોત તો પણ આપણાંજ નશીબ પાતળાં કે એવા દાનેશ્વરીને દેશવટો મળ્યો.

આ તમામ વાત ઓઢે સાંભળી કે તુરત પોતાના ગળાની કાંઠલી જે હીરાથી જડેલી તે કાઢી જયાં બારોટાણી ભેંસ દોતી હતી ત્યાં ફેંકી કે તુરત બારોટાણીએ બારોટને વાત કરી, બારોટે કહ્યું કે નક્કી મારો પાલનહાર આવી પહોંચ્યો એમ કહી એકદમ બહાર આવ્યો ને ઓઢાને ભેટી પડયો. ઓઢે તમામ વાત કરી જેથી હોથલ વીગેરેને ગામમાં લાવ્યા ને બારોટને ત્યાં રાત રહયા. પણ હોથલનું નામ પાડયું નહીં. કોઇ ઠેકાણે એમ પણ કહેછે કે ઓઢો જયારે રસ્તામાં ચાલ્યો આવતો હતો ને જે બારોટને પોતે ભેંસ આપેલ તે દુકાળને લીધે બીજે રહેવા ગયેલ જેથી બારોટ ત્યાં રહેલ. એક દીવસ બારોટનો છોકરો ભેંસને ચારવા ગયેલ ત્યાંથી ઓઢો નીકળ્યો તો ભેંસે તેને ઓળખ્યો ને તેની પછવાડે ગઇ. છોકરાએ

ગામમાં જઈ બારોટને વાત કરી કે તુરત બારોટ જોડતો આવી ઓઢાને મળ્યો ને ગામમાં લઇ ગયો તેવી રીતે પણ કહે છે.

બીજે દીવસે ઓઢો, હોથલ વીગેરેને ત્યાં રાખી પોતે કચેરીમાં ગયો કે તુરત હોથીજી સામો દોડીને મળ્યો. તમામ કચેરી મંડળ પણ મળ્યું કચેરી બરખાસ્ત થયા બાદ ઓઢો પોતાના મહેલે ગયો ને ત્યાં તમામ સોઇ કરાવી રાત્રીએ હોથલને તથા કુંવરોને મહેલમાં લાવ્યો.

આમ સુખચેનમાં ઘણા દિવસો ચાલ્યા ગયા. કુંવરોને પણ હોથલ બહાર જવા દેતી નથી. એક દીવસે ઓઢો કચેરીમાં ગયો હોથલ સુઈ ગઇ છે ને બંન્ને કુંવરો બહાર નીકળ્યા, તે કુંવરોને હોથીજીની રાણીએ જોયા ત્યારે ઉપર બોલાવ્યા ને પુછ્યું કે તમો કોના દીકરા છો. ત્યારે જેહળે જવાબ દીધો. કે અમો ઓઢાકેરના દીકરા છેયેં ત્યારે રાણીયેં પુછ્યું કે તમારી માનું નામ શું. કુંવરે કહ્યું કે અમને ખબર નથી, એમ કહી ચાલ્યા ગયા.

હવે જ્યારે રાજા મહેલમાં આવ્યા ત્યારે રાણીયેં કહ્યું કે તમારો ભાઇ તો પરણીને આવ્યા છે ને તમોને તો કહ્યું પણ નથી રાજાએ કહ્યું કે તમે શા ઉપરથી જાણ્યું. રાણીયે જવાબ દીધો કે શા ઉપરથી શું તેના બંન્ને કુંવર આજે આહીં આવ્યા હતા.

રાજાએ કહ્યું કે આજે હું તપાસ કરીશ. એમ કહિ કચેરીમાં ગયા. ને ઓઢાને પુછ્યું કે ઓઢા તમે તો પરણીને આવ્યા છો તે વાતે કરતાં નથી. ઓઢે જાણ્યું કે કુંવરોને કોઈ જોઇ ગયું હશે જેથી પોતે કહ્યું કે પરણ્યો હતો પણ હાલ નથી, હાલતો એજ કુંવર છે. રાજાએ મનમાં વિચાર કર્યો કે આનો ભેદ ઉંડો છે જેથી કચેરી ઉઠયા બાદ પ્રધાનને કહ્યું કે તમો આનો પત્તો મેળવો નહીં તો તમો નોકરી બાદ થશો. પ્રધાને કહ્યું કે હું પંદર દીવસની અંદર પત્તો મેળવીશ. એમ કહી ઘેર જઇ પોતાની સ્ત્રીને આ વાત કરી, સ્ત્રીએ જવાબ દીધો કે ચીંન્તા કરશો નહીં હું તેનો પત્તો મેળવી આપીશ.

બીજે દીવસે પ્રધાનની સ્ત્રીએ એક ચીઠ્ઠી પ્રધાનના નામથી લખી ઓઢાને પોતાની મેડીયે બોલાવ્યો ને તેમાં લખ્યું કે તમારૂં અવશ્યનું કામ છે માટે જરૂર તુરત આવશો.

આ ચીઠી લઇ સીપાઇ ઓઢાને મહેલે ગયો આ વખતે ઓઢો દારૂના નીસામાં ચકચુર હતો, પણ પ્રધાનની ચીઠી આવી જેથી ગયા વીનાં છુટકો નહીં. જેથી ગાડીમાં બેસી ત્યાં ગયો.

મહેલમાં જયાં પ્રધાનની સ્ત્રી બેઠા હતાં ત્યાં ઓઢો ગયો ને પૂછ્યું કે પ્રધાનજી કયાં છે પ્રધાનની સ્ત્રીએ જવાબ દીધો કે બહાર ગયા છે હમણાં આવશે આપ બેસો. ઓઢો ખુરશી ઉપર બેઠો ને પ્રધાનની સ્ત્રીને કહ્યું કે તમો ઓઝલ નથી રાખતાં

તેનું શું કારણ સ્ત્રીએ કહ્યુ કે હું ઓજલ રાખું છૂં પણ તમારી સાથે મારે કાંઇ બીજો વીચાર છે. જેથી ઓજલ નથી ઓઢ કહ્યું કે હે સ્ત્રી એ તમામ ફોગટ ફાંફાં છે. ઓઢો કદી અનીતી આચરનાર નથી. માટે છોડી દ્યો વીચાર વળી તારો પતી કામદેવ જેવો છે તો તે છોડી વ્યભીચાર કરવો તે કુલીન સ્ત્રીઓના ધર્મને હાની કરતા છે સ્ત્રીએ કહ્યું કે મને બીજી ઇચ્છા નથી પણ જો મારી સાથે તમારો સંબંધ થાય તો મારે જે સંતાન થાય તે તમારા જેહુળને જખરા જેવા થાય તમારા કુંવરને મેં કાલે જોયા છે ત્યારથી મારૂં મન લલચાઈ ગયું છે. માટે કૃપા કરી આ વાત કબુલ કરો. ઓઢ કહ્યું કે હે સ્ત્રી જેહળ જખરા ઠેકાણે ઠેકાણે થતા નથી એતો.

## સોરઠો.

કુળવણ માઢુ ન નીપજે જાત વીણ ભાત ન હોય
જેહળ જખરા તો નીપજે જો માથે હોથલ નારજહોય

માટે હે સ્ત્રી એમ કાંઇ જેહળ જખરા જેવા સંતાન થાય નહીં એ તો જેને માથે હોથલ જેવી જનેતા હોય તોજ તેવાં રત્ન ઉત્પન્ન થાય એમ કહી પોતે ગાડીમાં બેસી પોતાને મહેલે ગયો.

જ્યારે પ્રધાન આવ્યા ત્યારે સ્ત્રીયે તમામ વાત કરી પ્રધાને ઘણી શાબાશી આપીને પાછો રાજાને મહેલે જઇ ખાનગીમાં બધી વાતચીત કરી રાજાએ કહ્યું કે કાલે આપણે ઓઢાને નીશામાં ચકચુર

કરી તમામ વાત પુછી લેવી એમ નક્કી કરી પ્રધાન પોતાને ઘેર ગયા.

બીજે દીવસે રાજાએ ખાનગી કચેરી ભરી પોતાના મીત્રોનેજ બોલાવ્યા ને ઓઢાને બોલાવી ને કહ્યું કે તમો આવ્યા ત્યાર બાદ ખુશાલીની ખાનગી કચેરી ભરી નથી જેથી આજે ભરી છે પ્રધાનને ઈશારત કરી કે ઉંચામાં ઉંચો દારૂ લાવ્યો ને એક બીજાને પીવરાવવા લાગ્યા ને તમામ કહેવા લાગ્યા કે આપણે તમામ એકેકી પ્યાલી ઓઢા ભાઇને પાઓ કારણ કે ઘણા દીવસે ભેગા થયા છીએ.

એમ તમામ એક મત થઇ ઓઢાને સોગન દઇને દારૂ પાવા લાગ્યા ઓઢો જ્યારે નીશામાં ચકચુર થયો કે પ્રધાને વાત ઉપાડી કે હે મહારાજા ઓઢા ભાઇના બંને કુંવર કામદેવ જેવાજ છે. એવા કુંવરતો હોથલપદમણી જેવી સ્ત્રી હોય તો પણ થવા મુશ્કેલ છે રાજાએ કહ્યું પ્રધાનજી તમો વગર વીચારે શું બકો છો હોથલના કુંવર તો જેહુળજખરાથી પણ અધીક રૂપાળા થાય ને હોથલ ઓઢા તો શું પણ પોતે કામદેવ આવે તો તેને પણ વરે નહીં તો ઓઢા તેની શી ગણતીમાં આ વચનો ઓઢા સાંભળાંતજ દારૂના નીશામાં મુછ ઊપર હાથ નાંખી બોલ્યો કે હોથલ તો ઓઢાનાજ ઘરમાં હોય ને જેહુળ જખરો પણ તેનાજ ઉદરમાં પાકેલાં રત્નો છે. આટલી વાત સાંભળતાંજ રાજા

અંજાયબ થઇ ગયો ને વાત બહાર પણ પહોંચી ગઇ કે ઘણાં ખરાં માણસો ઓઢાને મહેલે હોથલ જોવાને આવ્યાં હોથલે જાણ્યું કે નક્કી કપટ થયું ને મારૂં નામ પ્રસીદ્ધ થયું જેથી હવે આંહી રહેવામાં સાર નથી જેથી જેહળજખરાને બોલાવીને કહ્યું કે બેટા તારા બાપને આટલાં વચનો કહેજો.

સોરઠો.

વંનમાં દિધેલ કોલ, તે કોલ કરારે ન પળ્યા;
જુઠા પડયા સૌ બોલ, હોથલ હવે મળશેજ નહીં

૨.

પ્રથમ કીધેલ વેણ, ઓઢા મન વિચારજો.
માન્યું નહીં કાંઇ કેણુ હોથલ હાર્યા હાથથી.

૩.

ઓઢા મનની માંહ્ય, શોક કદી નહીં ધારશો,
કર્મે લખ્યુંજ થાય, દોષ નહીં કંઈ આપનો,

૪.

પ્યારાં બે સંતાન, સાચવજો એ સ્નેહથી,
મુજ પ્રાણ તણા છે પ્રાણ, અળગ કદી કરશોજ નહી

૫.

જીવતના પ્રણામ. ઓઢા સ્વીકારો સ્નેહથી,
સંભારી મારૂં નામ, મુકાશો નહી કદી ચિતથી.

મારા વહાલા બેટાઓ તમારા પિતાને મારા પ્રણામ કહેજો, ઘણાજ સ્નેહથી પ્રણામ કહેજો. તમો બંને વીર સંપથી રહેજો. અને આ અભાગણીને યાદ કરી દીલ દુભાવશો નહીં. સાહસ

વહાલા કુળ દિપકો હું તમારી માતા પણ ફકત જન્મ આપી દુખમાંજ છોડનારી. બેટાઓ ઇશ્વરે આવો વિયોગજ આપણા નશીબમાં માંડયો હશે તે કોણ મિથ્યા કરી શકે. વહાલાઓ તમે એમજ ધારજો કે અમારી જનેતા જન્મ આપીનેજ સ્વર્ગમાં ચાલી ગઇ છે. તમોને છોડતાં મારૂં હૃદય ચિરાઇ જાય છે. શરીર ધ્રૂજે છે. રોમાંચ ઉભાં થઇ જાય છે. પગ સ્તંભી જાય છે. શરીરની શાંતિ દુર જઇ ઉભી રહે છે, પણ લાચાર કે મારાથી રહેવાય તેમ નથી.

## સોરઠો.

જેહળ જખરા વીર, શોક કદી નહીં આણતાં
ધારીને મન ધીર, વહાલા રહેજો સાથમાં.

૨.

માતા વિનાની મોજ મન ગમતી કેમ માણશું,
ખમાં જે કહેતી રોજ તે દુખમાં નાખી કેમ જાયછે

૩.

ન માય જે બાળ છાંયા જે જાતી રહે.
જીવ્યા એ ભલોજ કાળ જેહળ જખરો રહેજનહીં

મહારા વહાલાઓ તમે મને છોડી દીયો તમારા વચનો મારા ઉપર ઇંદ્રના વજ્ર જેવાં લાગે છે. માટે મને બળેલીને હવે વધારે શા માટે બાળો છો ત્યારે જખરો એકદમ બાઝી પડયો ને કહેવા લાગ્યો કે માતુશ્રી જો તમારે જવું હોય તો અમને સાથે લેતાં જાઓ ને નહીં તો અમો આ-

ત્મહત્યા કરી પ્રાણ ત્યાગ કરીશું પણ તમારાં વીનાં ઘડી નહીં રહીએ.

આ વખતે હોથલની આંખમાંથી વરસાદની ધારા વહેવા લાગી બંનેને છાતી સરસા ચાંપી વહાલથી બચ્ચીયો લઇને કહ્યું કે બેટા જ્યારે તમો પરણશો ત્યારે હું પોખવા આવીશ. પણ તે વખતે ફક્ત તમો બે ભાઇ ને તમારી બે રાણીયોજ મને દેખશે બીજાને હું દેખાવ દેઇ શકીશ નહીં. તમે તમારા પિતાની સદાય આજ્ઞા પાળજો તેનું દિલ દુભાવવા દેશો નહીં ને કહેજો કે તમારી અજ્ઞાનતા તમનેજ નડી છે. તેમાં મારો દોષ નથી ને જો હોય તો તે પણ ક્ષમા કરશો, એમ કહી છેવટની વહાલથી ઉપરા ઉપર ત્રણ બચીઓ લઇ ઉડી ગઇ ને છોકરાં બંને બેશુદ્ધ થઈ નીચે પડયાં.

આંહિ ઓઢો દારૂના નિશામાં બે કલાક પડયો રહ્યો ને જ્યારે નીશો ઉતર્યો ને શુદ્ધિમાં આવ્યો ત્યારે વિચાર કરવા લાગ્યો કે અરે મેં શું કૃત્ય કર્યું. મને મારી સ્ત્રીએ ના કહી છે છતાં મે તોરથી નામ લેવાણું પણ જો મારી સ્ત્રીને જાહેર ન થાય તો બહુજ સારૂં નહીં તો પછી તેના કહેવા પ્રમાણે પસ્તાવા વખત પુરો આવશે. એમ કહી ત્યાંથી ઉઠી પોતાના મહેલ તરફ રવાના થયો.

ઓઢો ત્વરાથી પોતાના મહેલમાં દાખલ થયો ત્યાં પોતાના બંન્ને કુંવરોને રડતા જોયા ને હોથલને નહીં જોવાથી પોતે વીહવળ બની ગયો મો-

ઢાનું નુર ઉડી ગયું શરીર ઠંડુ થઇ ગયું આખરે હીમત રાખી કુંવરોને પુછવા લાગ્યો કે તમારી માતુ શ્રી કયાં છે છોકરા તુરત વધારે રડવા લાગ્યાઃ ઓઢે તેને છાતીમાં લઇ લીધા. ને પુછયું કે મને જવાબ આપો ત્યારે જેહળે કહ્યું કે પીતાશ્રી તમોએ મારી માતુંનામ કચેરીમાં આપ્યું તે ખબર આંહી તુરત પડયા કે મારી માતાએ આ ચીઠી લખી રવાના થઇ અમો બાજી પડયા પણ અમને તરછોડી ચાલી ગઇ. ઓઢાને ચોધાર આંસુ છુટયાં ને ચીઠી લઇ વાંચવા લાગ્યો.

## પ્રેમી પત્ર.



મારા પ્રાણાધાર શીરછત્ર હૈયાનાહાર.
સુખદુખના સાથી સુરવીર બહાદુરની શેવામાં.

મેં તમોને પ્રથમ કહેલ ને કોલથી બાંધેલ ત્યાર બાદ પાણી ગ્રહણ કર્યું પર્વતમાં તમોને પ્રસન ના પડયું ને તમારો દેશ સાંભર્યો તો પણ હું તૈયાર થઇ ને મને જાહેર ન કરવા ફરી વચને બાંધ્યા. આટલાં બાંધેલા છતાં તે કાંઇપણ યાદ ન કરતાં મને કચેરીમાં જાહેર કરી તો શાબાશ છે તમોને. મેં કહ્યું હતું કે તમારૂં મન દ્રઢ રહેશે નહીં તેમજ બન્યું તે ખરૂં બનવા કાળે સો બની રહે છે. માટે શોક કરવો નહીં આ તમારી દીનદાસીની

એજ અરજ છે કે પ્યારાં બે સંતાનની પુર્ણ સંભાળ રાખજો તેનું દીલ દુભવશો નહીં ને પ્રાણથી પણ અધીક રાખશો. મેં હજારો ગુના કર્યા હશે તે માફ કરશો ને મને કોઈ દીવસ યાદ કરી દુખી થશો નહીં જયાં સુધી તમારી સાથે મારો સંબંધ હતો ત્યાં સુધી મોજમજાહ માણી તમેં મને કોઇ દીવસ દુભવી નથી જેથી આપનો આભાર કદી વીસરીસ નહીં તમારૂં સદા કલ્યાણ થાઓ ને તમારી દીનપ્રતીદીન ચડતી દશાને ભોગવો એવો મારો આશીર્વાદ છે હવે વધારે લખવાને આ હૃદય ના પાડે છે જેથી બંધ કરૂં છું મારા છેલ્લા પ્રણામ એકથી હજારવાર આપની પવિત્ર શેવામાં અંગીકાર કરી આભારી કરશો એજ—

લી. વીયોગી હોથલના પ્રણામ.



આટલો પત્ર વાંચ્યો કે તુરત પોતે મુર્છા ખાઇ નીચે પડયો ઓઢો નીચે પડયો કે બંન્ને કુંવરો એકદમ રડવા લાગ્યા. આ વખતે આખા મહેલમાં શોકજ છવાઇ રહ્યા એક બીજાને કોઇ ધીરજ આપે તેમ નહોતું છેવટે સુરવીર ઓઢો ધીરજ રાખી બંન્ને કુંવરોને છાના રાખ્યા પણ તેના મનની ધીરજ કેમ રહે પોતે સજળ નેત્રે કહેવા લાગ્યો કે હે હોથલ તું ને આમ છાજે નહીં આજે આપણે બાર વરસનો સંબંધ તે એક દીવસમાં

ત્રોડી નાખ્યો મેં જાણી જોઇ તારૂં નામ આપ્યું નથી પણ ભુંડું થજો મારા ભાઇનું કે તેણે મને દારૂમાં ચકચુર કરી મારે મોઢે તારી જાહેરાત કરાવી આવી મને ખબર નહોતી કે આમ પરીણામ આવશે નહીં તો હું દારૂને પણ અડત નહીં પણ હવે પસ્તાવો શું કામનો પણ તને આમ છાજે નહીં.

## સોરઠો:

શું વીસારી પ્રીત, સુજનની આ રીત નહીં.
મારૂં તલસે ચીત, હોથલ આવીને મળે.

૨

ઘણા દીવસનો નેહ, હોથલ વીસાર્યો શું તમે;
વસ્યાં જઇને વીદેહ, ઓઢો અહીં ઝુરી મરે.

૩

હોથલ ના વીસરાય, ભલે કોટી સુખ આવી મળે;
સુખ તુચ્છ લેખાય, હોથલ વીણુ દીલ દર બળે.

૪

મારૂં મન તુજ પાસ, તું છોડી ચાલી ગઇ;
ઓઢો કર્યો ઉદાસ, હોથલ તેં તો આ ઘડી.

૫

તુજ વીણ ઘટમાં પ્રાણ, રહેવાં એ મુશ્કીલ છે;
આવી મળો સુજાણ, હોથલી પ્યારી આ ઘડી.

૬

ગુના કર્યા અપાર, નારી માફ કરો તમે;
દેને તુજ દીદાર, પ્રાણઘાત કરશું અમે.

૭

જલસે છે મુજ તન, મળવા આશા છે બહુ;
શું કર્યું નીર્દય મન, ઓઢાને એકલ કર્યો.

૮

ડગલા કીધા ચાર, વનમાંહી આપણા વર્યાં;
હોથલ કેમ વીસાર, પ્રીતીની આ રીત નહીં.

૯

મોટી થઇ મુજ ભુલ, માફ કરોને પદમણી;
ગુના કરીને કુલ, ઓઢાને આવી મળો.

૧૦

સુખ દુખનાં જે સાથ, તે રીસાઇને ચાલ્યા ગયાં;
હવે ઘસું હું હાથ, પસ્તાવો પુરો કરૂં.

૧૧

ગેદા દીધે અપાર, ભાઇએ તો ભરઆવીયો;
ઓઇ હોથલ નાર, ભુંડું ભાઇ તારૂં થજો.

૧૨

ગરીબને મારવા માર, કપટની બાજી રચી;
કરવા મુને ખુવાર, દારૂ પાઈ દગો દીયો.

૧૩

ભાઈ વરતાવ્યો કેર, રજળાવ્યો આ રંકને;
વાળ્યું કયું તેં વેર, દુશ્મન વટો દેખાડીયો.

૧૪

સોજાઇનું વેર, માંડ અમે વીસારીયું;
કીધો અદકો કેર, ભુંડું ભાઇ તેં તો કર્યું.

માટે હે ભાઈ તેંજ મને દગો દીધો તેમાં હોથલને દોશ શું હશે. ભાઈ જેહળ તારી આતુ શ્રી બીજું શું કહેતી ગઇ જે જે કહ્યું હોય તે મને કહો.

જેહળેં કહ્યું કે પીતાજી જ્યારે અમેં બહુ કલ્પાંત કરવા લાગ્યા ત્યારે અમને તેણે વચન આપ્યું, કે જ્યારે તમો પરણશો ત્યારે પોંખવા હું આવીશ. પણ તમે બે જણને બે વહુઓજ મને દેખશે. ત્યારે ઓઢે વીચાર કર્યો કે કુંવરોનું કાંઇ જલ્દી વેશવાળ કરૂં કે તેનાં પગલાંતો પાછાં અહીં થાય, એવો વીચાર કરી પોતાના રાજ્યગોરને બોલાવી તુરત બંન્ને કુંવરનું વેશવાળ કરવા મોકલ્યો ગોર ત્યાંથી શુભ મુહુર્ત જોઇ રવાનાં થયો.

ગોર અહીંથી રવાના થયો કે થોડા દીવસે જયપુર જઇ પહોચ્યો ને ત્યાંના રાજા આગળ બંન્ને કુંવરના વખાણ કર્યાં ત્યારે જયરાજે પોતાની પુત્રી ચંદાનું વેસવાળ મોટા કુંવર જેહળ સાથે કર્યું ત્યાંથી શ્રીફળ લઈ પોતે ચાલવા તૈયારી કરે છે ત્યાં જયરાજના નાના ભાઇ વીજયસેન આવ્યો ને પોતાના ભાઇ ને પોતાની પુત્રી મનુબાનું વેશવાળ નાના કુંવર જખરા સાથે કરવા વીચાર બતાવ્યો રાજાએ ઘણી ખુશીથી તેનું અણુ વેશવાળ કર્યું ગોર બંન્નેનું વેશવાળ કરી તુરત રવાના થયો ને થોડા દીવસે કેરાકોટ આવી પહોચ્યો ને ઓઢા જામને આ શુભ સમાચાર આપ્યા ને લગ્નને હજુ છ માસ બાકી છે ત્યારબાદ

થશે તેમ જણાવ્યું એટલે ઓઢો ઉદાસ થઇ ગયો પણ લાચાર કે તેટલા દીવસો કાઢયા વીના છુટકો નહોતો ગોરને ઇનામ આપી રજા દીધી એટલે ગોર પોતાના ઘર તરફ રવાના થયા.

હવે ઓઢાને એકેકો દીવસ વરસ જેવો લાગેછે શરીર તદન લાશ થઈ ગયું અનાજ પણ પુરૂં ખાતો નથી પલંગ ઉપર શુતો નથી તેમ ફરવા પણ કયાંઇ જતો નથી રાજાનું માણસ તેડવા આવે ત્યારે કહેકે મારી તબીયત હાલમાં ઠીક રહેતી નથી એટલે હું હાલમાં કચેરીમાં આવીશ નહીં તેવા જવાબ દેતો ને તદન વીચારમાંને વીચારમાં દીન ગુજારતો.

## સોરઠો.

વછ વીયોગે ગાય જેવા દીન ગુજારતી,
ઓઢાની એજ દશાય હોથલ વીણ થઇ આપડી.

૨.

મોજ અને મજાહ હોથલ ભેળાં સૌ ગયાં,
છાયો મુખપર શોક ઓઢાને તો આ ઘડી.

ઓઢો દીનપ્રતીદીન ચીંતાથી ગળવા લાગ્યો હાલવા ચાલવાની શકતી પણ નાબુદ થઇ તદન શકતી હીણ થઈ ગયો. આંખમાંથી આંસુનો પ્રવાહ તો કોઇ દીવસ બંધ થયોજ નહીં. આવી રીતે દુખમાં તેણે છ માસ કાઢયા ત્યારે કુંવરોના સાસરા તરફથી લગ્નપત્રીકાઓ આવી કે તુરત જેમ દીવેલ વીનાની બતી ઓલાઇ જવાની તે-

ચારીમા હોય ને દીવેલ પુરવાથી પાછી તેજમાં આવે છે તેમ ઓઢાને આ સમાચાર સાંભળી કંઇક શાંતી અને શકતી પ્રાપ્ત થઈ ને મનમાં આનંદ માનવા લાગ્યો કે હમણાં હોથલ આવશે ને ત્યારે ગમે તેવો પ્રપંચ કરવો પણ તેને પાછી જવા દેવી નથી એમ વીચાર કરી લગ્નની તૈયારી કરવા લાગ્યો કુંવરો ઘણાજ લાડકવાયાને જો સારીરીતે ધામધુમ નહીં કરીયે તો હોથલને પણ દુખ લાગશે જેથી મોટો મંડપ રચ્યો ને રંગ બે રંગી ચીત્રોથી તથા હાંડી તકતા જુમર અને મખમલથી શણગાર્યો આવાતની જ્યારે રાજાને ખબર પડયા ત્યારે તેના મનને એમ થયું કે ઓઢાને આપણે દગાથી દારૂ પાયો ને હોથલનું નામ પુછી લીધું જેથી તેને ઓછું લાગ્યું હશે એમ ધારી પોતે ગાડી જોડાવી ત્યાં ગયો ને ઓઢાને કહ્યું કે ભાઇ તમને અમારા ઉપર ક્રોધ ચડયો હશે પણ અમે કાંઇ દગાથી પ્રપંચ કર્યો નહોતો પણ તમારા ઘરમાં કોણ સ્ત્રી છે તે જાણવા માટેજ અમે મશ્કરી કરી હતી તેમાં તમોને આટલું દુખ લાગ્યું હશે.

ઓઢે કહયું કે ભાઈ તમારો દોષ નથી પણ મારા નશીબનોજ દોષ છે તેમાં તમે શું કરો જો હું દારૂના ફંદામાં ફસાણો તો મેં સ્ત્રી કે જેનાં માટે મેં બાર બાર વરસ વનમાં દુખો સહન કર્યા જે મારા પ્રાણ સાથે જડાઇ ગયેલ તેને મેં ગુમાવી

આમ કહેતાં આંખોમાંથી દડદડ આંસુ ચાલ્યા ગયાં આં વખતે હાથીજીને પણ અપાર દુખ લાગ્યું ને તેને પણ આંસુ વહેવા લાગ્યાં. કારણ કે

સોરઠો.

ભાઈની ભલાઇ મરે તોઈ મેલાઇ નહીં
એક દુખે દુખી થઇ બંધુ વીણ આભવ નહીં
૨
બોલે ઝેર વચન, મનમાં કદીયે હોય નહીં;
દુખે સોસાયે તન, બંધુ પ્રીતી અપાર છે.

એમજ હાથીજીને પણ આ વખતે ભાઇનું દુખ જોઈ દીલમાં જવાળા પ્રગટાણી ને અફસોસ કરવા લાગ્યો કે મેં બહુજ અવળું કૃત્ય કર્યું ને ભાઇને દુઃખમાં નાંખ્યો. પ્રધાને બંન્નેને શાંન્તી કર્યા ને કહ્યું કે મનુષ્યનું ધાર્યું કાંઇ થતું નથી. ભગવાને પોતેજ કહ્યું છે કે.

દોહરો.

તારૂં ચીતવ્યું ના કરૂં, મારૂં ચીતવ્યું હોય;
અણચીતવ્યું એવું કરૂં, જે તારા ચીતમાં નોય.

વળી હે સુજ્ઞ બંધુઓ તમો વીચાર કરો કે,

સોરઠો.

જાણ્યું દસરથ રાય, કે કેઈ આવું માગશે;
વન જશે જદુરાય, મૃત્યુ મારૂં તો થશે.
૨
નહીં ચેત્યા રઘુરાય, આ મૃગલો દુખજ આપશે;
ગુમાવી સીતાય, પછી પસ્તાવો પુરો થયો.

૩

પાંડવના કુંમાર, જાણ્યું નહીં દુખ આવશે;
તો શીદ રમે જુગાર, રજળ્યા તે જઈ રાનમાં.

૪

કર્મે લખ્યુંજ થાય, મનુષ્ય યત્ન શું કામના;
માટે તજી ચીંતાય, ઓઢા ઉદાસી પરહરો.

એમ પ્રધાને ઘણાંક દાખલા આપી દીલ શાંન્ત કર્યા ને તમામ ઉઠી પોતાને ઠેકાણે ગયા.

બીજે દીવસે જાનની તૈયારી થવા માંડી. રાજાએ સેનાપતીને હુકમ કર્યો કે જાનની અંદર લઇ જવા માટે એક હજાર ઘોડા સારામાં સારા તૈયાર કરાવો તે સિવાય ગજ, રથ, પાલખીઓ, મીયાના વીગેરેનો પણ બંદોબસ્ત કરી તમામ તઈયારી કરો ને કાલે સવારના આઠ વાગતાં અહીંથી શુભ ચોઘડીયે જાન રવાના થવાની છે તે પહેલાં તમામ તયારી કરી સાત વાગ્યા પહેલાં મોટે દરવાજે તૈયાર રાખજો. સેનાધીપતિ શીર જુકાવી ચાલતો થયો તે તમામ તૈયારી કરવા લાગ્યો ને બીજે દિવસે સાત વાગતાં દરવાજા આગળ તમામ હાજર કર્યું.

અહીંથી રાજા તથા ઓઢો પોતાના મીત્રમંડળને સાથે લઇ બંને કુંવરોને શણગારી મોટી ધામધુમથી બહાર નીકળયા ને ત્યાંથી સો રવાને થયા. ને બીજે દીવસે જયપુર પહોંચ્યા. આ શુભ સમાચાર જયરાજને મળ્યા કે મોટી ધામધુમથી સામૈયું

ફરી ગામમાં લઇ ગયો. ઘણાજ આદર સત્કારથી એક અઠવાડીયું જાન રાખી ઘણોજ દાયજો પોતાની કુંવરીયો આપી જાનને રજા આપી ત્યાંથી જાન રવાના થઇને બીજે દીવસે કેરાકોટ આવી પહોંચી.

આજે ઓઢાને ઘણોજ ખુશીનો દીવસ છે. મુખની કાંતી શાંન્તીમય જણાવા લાગી. વાંચનારા તો સમજતા હશે કે આને આજે કુંવર પરણ્યાનો હર્ષ નહોતો પણ હોથલ આજે આવશે તેવા ઉત્સાહથીજ હર્ષ પ્રાપ્ત થયો હતો.

ઓઢે પોતાના બંન્ને કુંવરોની સ્રીયોને એકાંતમાં બોલાવીને ધીરેથી કહ્યું કે મારા કુળ દીપક પુત્ર વધુએ; તમને બીજું કંઈ કહેવાનુ નથી ફક્ત એટલુંજ કહું છું કે તમારી સાસુ તમોને પોંખવા આવશે ત્યારે તેને તમો ચારજ દેખી શકશો તમોને જ્યારે પોંખી લીયે ત્યારે તમારે તેનો છેડો ઝાલવો તે ગમે તેમ સમજાવે તોપણ છોડવો નહીં આખરે જ્યારે તમોને કહે કે માગી લ્યો ત્યારે તમારે બંનેને માગવું કે તમારા જેવી સાસુનું અખંડ સુખ માગીયે છીએ ત્યારે તમોને તે ઘણું સમજાવશે પણ બીજું કાંઈ માગશો નહીં ને લાલચથી લોભાશો નહીં તમો કુળવાનની પુત્રીયો છો તો વધારે કહેતો નથી દાંતને જીભની ભુલામણ દેવી પડતી નથી તો તમો આ અવસર ચુંકશો તો તમારી અને મારા પુત્રો તથા મારી સ્થીતી સદાય દુખમાં રહેશે.

બંન્ને સ્રીયોએ કહ્યું કે પીતાજી એમાં ત્યારે કહેવું હોયજ નહીં કદી પૃથ્વીનું રાજ આપે તો તે પણ અમે તુચ્છવંત ગણી આપના કહેવા મુજબ માગશું.

તુરત ઓઢાએ સામૈયાની તૈયારી કરી ને ધામધુમથી હજારો યાચકોને દાન દેતા પોતાને મેહેલે ગયો.

બંને કુંવરોને તથા બંને સ્રીયોને માંડવાવચ્ચે ઉભા રાખ્યા કે તુરત અંતરીક્ષથી હોથલ ઉતરી બંનેને ચાંદલા કરી પોંખવા લાગી ઓઢો ચારે તરફ જુએ છે પણ કાંઇ દેખાતી નથી હોથલ પોંખી ચાલવા જાય છે કે મોટી વહુએ છેડો ઝાલ્યો ત્યારે હોથલે કહ્યું કે બેટા તમારે શું જોઇએ છીયે તે માગી લ્યો. હોથલે વહુઓને લલચાવા માટે ઘણાંજ નકશીદાર ને હીરામાણેકથી જડેલ દાગીના પહેર્યા હતા ત્યારે વહુએ હોથલના ગળાનો નવસરો હાર માગ્યો કે તુરત ઉતારી દીધો કે ઓઢાના તો રામન્તા રહ્યા ને વીહવળ થઇ ગયો પણ લાચાર કે ત્યાં બોલવા વખત નહોતો જેથી છાનો ચુપથઇ ઉભો રહ્યો ને નાની વહુના મોઢા સામું એકી નજરે જોઇ રહ્યો કે તે શું માગે છે હોથલે બીજી વહુને વધાથી આવરણા લીધાં કે નાની વહુએ પાલવ ઝાલ્યો ત્યારે હોથલે કહ્યું કે તમારે જે દાગીનો જોઇતે માગી લ્યો. ત્યારે વહુએ કહ્યું કે દાગીનાની ભુખી નથી તેમજ મારે મારે બીજી વસ્તુની પણ આપેક્ષા નથી. વળી

ધામ ધેરા કે ગરાસ કાંઇ માગવાને ઇચ્છતી નથી. ત્યારે હોથલે કહ્યું કે મરજી પડે તે માગી લ્યો હું આપવાને વચને બંધાઉં છું ને મારો કોલ છે.—

ત્યારે વહુએ કહ્યું કે મારે બીજું કાંઇ જોઇતું નથી ફકત તમારા જેવી સાસુને તે તમે પોતેજ તેનું અખંડ સુખ ઇચ્છું કે જેની શેવા કરવાથી સ્વર્ગનું સુખ પ્રાપ્ત થાય છે માટે હે મારાં પુજ્ય સાસુજી મને તેજ ઇચ્છા છે.

આ વખતે હોથલના મુખ ઉપર જે સુર્યના કીર્ણોં જેવાં પોતાના સ્વરૂપના કીર્ણો ચળકી રહયાં હતાં તેજ મુખ જેમ સુર્ય કે ચંદ્ર રાહુના મુખમાં સપડાઇ જાય ને તેજ હીણુ થઇ જાય તેવીજ રીતે હોથલનું કમલસરખું મુખ શ્યામ રંગને સ્વાધીન થયું. જે અત્યારે હર્શથી ઉભી હતી તેની છાતી ધડકવા લાગી પણ લાચાર કે વચને બંધાણી તેથી હવે એકે ઉપાય સુજયો નહી.

હોથલે કહ્યું કે બેટા મારા આવવાથી તમોને શું સુખ થશે ને ઉલટું દુખ થશે. વળી મારા હુકમમાં તમારે વર્તવું પડશે મારી ચાકરી પણ કરવી પડશે, વળી મારા આવવાથી તમો સ્વતંત્ર પણે વર્ત્તી શકશો નહીં સદાય પરાધીનતા ભોગવવી પડશે. માટે બેટા એવા સંકષ્ટો સહન શા માટે કરવા ઉપાધી વહોરી લીયો છો તમો ખુશી થાઓ તો મારા શરીરના તમામ દાગીના ઉતારી આપુ પણ આવી હઠ છોડી દીયો.

વહુએ કહ્યું કે માતા તુલ્ય સાસુજી તમો જેટલાં દુખો આપશો તેટલાં સહન કરીશું અમારે સ્વતંત્રતા જોઇતી નથી તમારી સેવામાં પણ આ દાસી હાજર રહેશે પણ તમારા વીના અમો રહીશું નહીં વળી જે સ્ત્રીને પીયરમાં માતા ને સસરામાં સાસુ નહીં તે સદાય દુખણી સમજવી તો હે પુજ્ય સાસુજી એટલા માટે અમો તમારાથી અલગ નહીં રહીએ અમો તો હજુ બાળક છીએ તો સારો રસ્તો અમને બતાવનાર કોણ વળી જેના ગ્રહમાં કોઇ વડીલ નથી તે ગ્રહ સમશાનવત્ લાગે છે. અમોને હજારો વાતની મુજવણ આવે તે કહેને પુછી દુર કરીયે માટે તમો ગમે તેટલું કહેશોને ગમે તેવી લાલચ બતાવશો તોપણ હું બીજી ચીજની ઇચ્છા કરનાર નથી એવું કોણ મુર્ખ હોય હાથમાં આવેલા હીરાને તજી પથ્થર ગ્રહણ કરે માટે હે માતાજી આ અમુલ્ય લાભ ગુમાવીશ નહીં માટે ગમે તેમ કરશો તોપણ હું અન્ય માગનાર નથી માટે જો તમારે વચન પળતાં હોતો મારી માગણી કબુલ કરોને નહીં તો તમો વચન ભ્રષ્ટ થશો તો તમારી આબરૂ જશે.

આ વખતે હોથલ ધર્મ સંકટમાં ઘેરાણી ને વીચાર લુબ્ધ થઇ ગઇ બોલવાની શકતી પણ હવે જતી રહી શું ઉપાય કરવો. તે વીચારમાં ઘેરાણી સર્પ જેમ છુંછુંદર ગળે તેમજ થયું. છેવટ અકળાઇ ત્યાંજ બેસી ગઈ વહુએ કહ્યું કે સાસુજી

તમો જ્યારે સાત વખત હા પાડશો ત્યારે અમો ઘર-માં પ્રવેશ કરશું એમ નકી સમજજો.

હોથલે કહ્યું કે બેટા લાચાર છું કે તમોને વચન આપ્યું જેથી મારો ઉપાય રહ્યો નહી.

જેહળે કહ્યું કે માતુ શ્રી હવે ખુશીથી હા પાડો તો અમો સુખેથી મહેલમાં જઇએ વળી તમારે હા કહ્યા વીના છુટકો નથી. કારણ કે તમો વચનેથી બંધાણા છો. વળી વીચાર કરો કે વચન માટે અસલના પુરૂષોએ શું શું કૃત્ય કર્યા છે તે તપાસો.

છપ્પો.

એક વચનને કાજ રામે વનવાસજ કીધો,
હરીશ્ચંદ્ર જે રાય દુખ ભારો શીર લીધો;
સગાળશા જે શેઠ પુત્ર પોતાનો માર્યો.
પ્રભુએ દઇ દીદાર દાસ પોતાનો ધાર્યો
સત્યજ આચરનાર દુખ તે કદીન પામે
થાયે જય જયકાર સ્વર્ગમાં તે જઇ જામે
સત્ય સદા કરનારને યમ નજીક નહીં આવશે
સત્ય સદા કરનારને પ્રભુ ઘણાંતો તાવશે.

માટે હે માતાજી જો સત્યથીજ ચાલતા હો તો આપણા મહેલમાં હવે ચાલો શામારે વીલંબ કરોછો.

હોથલે કહ્યું કે હે ભાઇ જે હળ આ કામ તમારા કોઇનાં નથી પણ તમારા પીતાનું શીખવેલ તમે બધાં બોલોછો જોકે તારા પીતા ઉપર મને પુર્ણ પ્રીતી છે પણ મેં તેને ના કહ્યા છતાં તેણે મને પ્રગટ

કરી જેથી મને બહુ ક્રોધ ચડી ગયો છે પણ લાચાર કે અત્યારે મારે વચન પળવું જોઇએ ને નપળું તો મારૂં સત્ય જાય.

માતુશ્રી તમામ કર્તા ઇશ્વર છે મારા પીતાશ્રી દારૂના નીશામાં હતા જેથી તમારૂ નામ અપાયું પણ જ્યારે ઘેર આવ્યાને અમોંએ વાત કરી ત્યારે તેણે જે કલ્પાંત કર્યા છે તે અમોતો શું પણ કોઇ શીઘ્ર કવી પણ વર્ણવી શકે તેમ નથી કહાચ જો તેને મેં હીંમત રાખી ધીરજ ન આપી હોત તો તેનું હૃદય ચીરાવાને જરા પણ વાર નહોતી પણ ફરી વખત તમારી સાથે રહેવાનો ઇશ્વરે નીરમ્યું હશે તે કોણ મીથ્યા કરી શકે હવે માતુશ્રી વખત ઘણો થયો માટે કૃપા કરી મહેલમાં પધારો.

તુરત હોથલ ઉભી થઇ મહેલમાં ગઈ કુંવરો પોત પોતાના મહેલમાં ગયા.

ઓઢો અહીંજ ઉભો છે તેને મહેલમાં જતાં ઘણીજ શરમને લીધે પગ પણ ઉપડતા નથી મનને વીચાર કરવા લાગ્યો કે હું હોથલને શું મોહું બતાવીશ ને તે પુછશે ત્યારે ઉતર શું દઇશ એમ વીચારમાંને વીચારમાં ત્યાં રાતના દસનો સુમાર થયો.

હોથલ પોતાના મહેલમાં જઇ ઓઢાની રાહ જોતી બેઠી પણ હજુ સુધી ઓઢો આવ્યો નહીં તેથી પોતે દાસીને તેડવા મોકલી.

દાસી નીચે આવી જુએછે તો ઓઢાને એકલા બેઠેલા જોયા દાસીયે આવી કહ્યું અંનદાતા અહીં

શામાટે બેઠા છો મારી બાઈસાહેબ આપને બોલાવે છે તેઓ હજુ જમ્યા પણ નથી માટે ચાલો.

ઓઢો દાસી સાથે ધીરે ધીરે ચાલ્યો ને મહેલમાં ગયા પણ શરમથી માથું નીચું રાખી ખુરશીપર બેઠા ત્યારે હોથલે કહ્યું કે—

સોરઠો.

શરમાવો શીદ આધાર, બનવા કાળે સો બન્યું;
શોક નધરો લગાર, પ્યારીને ભેટો હવે.

૨

હું દાસી તમ પ્રાણ, રીસ તજોને રાજવી;
અબળા અમે અજાણ, દોશ અમારા બહુ હશે.

૩

કર જોડીને નાથ, કરગરી કહું છું આ સમે;
મ્હોને હેતે હાથ, દાસીના દુખ ટાળવા.

૪

શીદ શરમાવો નાર, હું અપરાધીછું તમ તણો;
ગુનો કીધો અપાર, સંભારી સોસાઉ છું.

૫

તમેં સજનની રીત, આજ ખરી તો સાચવી;
હતી જો પુરણ પ્રીત, પાછાં આવીને મળ્યાં.

૬

ગુણ તમારા નાર, મરતાં એ વીસરાઇ નહીં;
રીસ ન ધરી લગાર, ઓઢાને આવી મળી.

પ્યારી હોથલ તારા ગુણ મરતાં સુધી વીસરાઈ તેમ નથી તેં મને સદાનો આભારી કર્યો છે હવે તારા

ગુણનાં પુરતાં વખાણ કરવાને શકતી નથી એટલે વધારે શું કહું પણ સાબાશ છે તને સતકોટી સાબાશ છે.

પતી આવી સાબાશી આપી શામાટે શરમાવીં બાજાતળે દાબોછો હું તો તમારા ચર્ણની શેવા કરવા વાળી દાસી તેના ગુણને ન છાજે છાજે તેવા વખાણ કરી શામાટે શરમાવો છો.

પતી ચાલો રસોઇ તૈયાર છે માટે જમી લયએ કારણ કે પ્રીતીનાં રંગમાં ને વાતોમાં રાત્રી વધારે વીતી ગઇ છે. એમ કહી બન્ને જણા જમવા માટે ગયા.

હવે હોથલ છેક પ્રસીદ્ધ થઇને લોકોને જાણ થયું કે તે તો પદ્મણી છે જેથી હજારો માણસો દરશન માટે આવતાં જે ડુંગરમાં ઓઢાને હોથલ રહેલ તે ડુંગરો અત્યારે હોથલના નામથી ઓળખાય છે.

આ સુખી જોડું આ દુનીયાના પુરતાં સુખ ગ્રહણ કરી અંતે સ્વર્ગવાસી થયાં. શાંતી, શાંતી.



# શ્રી લક્ષ્મીનારાયણ પુસ્તકાલયમાં
# મળતા પુસ્તકો.



| | |
|---|---|
| ૩-૦-૦ | શ્રીમદ્ ભાગવત ભાષાંતર બાર સ્કંધ. |
| ૩-૮-૦ | તુલસીકૃત રામાયણ ગુજરાતી ટીકાસાથે. |
| ૨-૦-૦ | ,, હીંદીટીકા—ગુટકો. |
| ૨-૪-૦ | ચંદ્રકાંત ભાગ ૧ લો. |
| ૨-૪-૦ | ,, ભાગ ૨ જો. |
| ૧-૪-૦ | ભકતમાળ નાભાજીકૃત ગુજરાતી. |
| ૦-૬-૦ | ભકતશિરોમણી ભજન સંગ્રહ. |
| ૧-૧૦-૦ | ગીરધરકૃત રામાયણ મોટું. |
| ૦-૭-૦ | ,, નાનું સાધારણ વચલો વઢ |
| ૧-૨-૦ | ગીરધરકૃત કૃષ્ણ ચરિત્ર ચિત્ર સાથે. ગોકુળલીલા મથુરાલીલા દ્વારકાલીલા. |
| ૨-૧૨-૦ | મહાભારત વલભવ્યાસનું. |
| ૧-૦-૦ | ,, દુરગાશંકર કૃત. |
| ૨-૦-૦ | ,, રેવાશંકરકૃત. |
| ૧-૨-૦ | શીવપુરાણ દુરગાશંકરકૃત. |
| ૦-૭-૦ | શ્રીમદ્ ભગવદ્ગીતા ગુ. ટીકા. રેશમી. |
| ૦-૧૨-૦ | પંચરત્ન ગીતા રેશમી ગુ. ટીકા. |
| ૦-૧૧-૦ | તુલસીકૃત રામાયણ ગોટકો. |
| ૦-૧૦-૦ | ,, નાનો ગોટકો. |
| ૦-૬-૦ | દયારામ કૃત અમદાવાદનું |
| ૦-૬-૦ | ચોરાસી વષ્ણવની વાર્તા. ૧ |
| ૦-૫-૦ | છોટમકૃત કીરતનાવલી. ૧ |
| ૦-૩-૦ | જ્ઞાનસાગર ભજનાવલી. ૧ |